પૂ. આ. શ્રીવિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાલા
—: ગ્રન્થાંક—૨૦ :—

શ્રી

# જિનેન્દ્ર-ગુણ-સ્તવ-કર્ણિકા

[ જૈન પાઠશાળાના પ્રાથમિક વિદ્યાર્થિઓ માટે
વિશેષ ઉપયોગી વસ્તુઓનો એક લઘુસંચય. ]

શેઠ જીવતલાલ પ્રતાપસીનાં ધર્મપત્ની
સ્વ૦ જાસુદ બહેનના પુણ્યાર્થે ભેટ.

—: પ્રકાશક :—
આ. શ્રી વિજયદાનસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાલા
તરફથી માસ્તર હીરાલાલ રણછોડભાઈ
ગોપીપુરા — સુરત.

વીર સંવત્ ૨૪૬૭ : : : વિક્રમ સંવત્ ૧૯૯૭
ચોથી આવૃત્તિ ] : : [ નકલ ૧૫૦૦

—: પ્રાપ્તિસ્થાન :—

શેઠ જીવતલાલ પ્રતાપસી

C/O જુલીયન એક્ષચેન્જ મુંબઈ.

## —: શુદ્ધિપત્રક :—

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭૨ | ૨ | આંખડીયાં | આખડીયાં |
| ૧૧૭ | ૩ | વૈરે | વૈર |
| ૧૩૧ | ૧ | પદા | પાદા |
| ૧૪૬ | ૧૫ | હોહોત્યા | પોહોત્યા |

ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં
કેશવલાલ સાંકળચંદ શાહે છાપ્યું
ઠે. સલાપસ ક્રોસ રોડ,—અમદાવાદ.

## -:- श्री सिद्धचक्र यन्त्रम -:-

અરિહન સિદ્ધ સૂરીશ વાચક,
સાધુ દર્શન સુખકરં;
વર જ્ઞાન પદ ચારિત્ર તપ એ,
નમો નવ પદ જયકરં.

# પ્રકાશકનું નિવેદન

પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજાના શિષ્યોની પ્રેરણાથી વિ. સં. ૧૯૯૫માં ભા. શુ. ૮ ના દિને અમદાવાદ–કાળુશાની પોળમાં સ્થપાએલ **“ શ્રી જ્ઞાનોદય જૈન પાઠશાળા ”** એ આ પુસ્તિકાની પ્રથમાવૃત્તિ પ્રગટ કરેલી. તે ખલાસ થઈ અને માગણી ચાલુ રહી એટલે બીજી–ત્રીજી આવૃત્તિ રૂપે આ ગ્રન્થમાલા દ્વારા સુધારા–વધારા સાથે ત્રણ હજાર નકલો વિ. સં. ૧૯૯૬ માં છપાવાઈ. તેય ખલાસ થઇ અને માગણી ચાલુ જ રહી એટલે આ ચોથી આવૃત્તિ છપાવી પ્રગટ કરવામાં આવી છે. આ આવૃત્તિમાં પણ શ્રી પુણ્યપ્રકાશનું સ્તવન આદિ ઉપયોગી વસ્તુઓ ઉમેરી આ પુસ્તિકાને વધુ ઉપયોગી બનાવવા પ્રયત્ન કર્યો છે. શુદ્ધિ માટે શકય કાળજી રાખવા છતાં પ્રમાદથી, મુદ્રણદોષથી કે દૃષ્ટિદોષથી કોઇ અશુદ્ધિ રહી જવા પામી હોય તો તે બદલ ‘ મિચ્છામિ દુક્કડં ’ જાહેર કરીએ છીએ અને તે અમને જણાવવાની સુજ્ઞો પ્રતિ વિનંતિ કરી વિરમીએ છીએ.

# બેન જાસુદનો ટૂંક પરિચય

શેઠ જીવતલાલ પ્રતાપસીએ પોતાનાં સ્વ૦ ધર્મપત્ની બેન શકરી ઉર્ફે જાસુદના પુણ્યાર્થે આ પુસ્તિકાની સં. ૧૯૯૬ માં છપાવેલી ૨૦૦૦ નકલો ખલાસ થઇ જવાથી અને માગણી ચાલુ હોવાથી, આ ૧૫૦૦ નકલો છપાવરાવી છે. આથી અત્રે સ્વ૦ બેન જાસુદનો પરિચય આપવામાં આવે છે. સં. ૧૯૬૭ ના મહા મહિનામાં રાધનપુર ખાતે મણિયાર કુટુંબમાં **બેન જાસુદનો** જન્મ થયેલો. તેમની ત્રણેક વર્ષની વયે તેમના માતા ફુલીબાઈ અને ત્યાર પછી કેટલાક વર્ષે તેમના પિતાશ્રી પ્રભુલાલ પણ મૃત્યુ પામતાં, બેન જાસુદને તેમની મોટી માએ ઉછેર્યા. તેમનાં મોટી મા ધાર્મિક સંસ્કારો અને પવિત્ર આચારોવાળાં હોઈને, બેન જાસુદે પણ બાલ્યવયમાં જ તપશ્ચર્યા શરૂ કરી. શ્રી નવપદજીની ઓળી અને બીજ, પાંચમ આદિની આરાધના બેન જાસુદે કરી હતી. સં. ૧૯૮૨

માં તેમનું રાધનપુરના સુવિખ્યાત ધર્મપ્રેમી શેઠ **જીવતલાલ પ્રતાપસી**ની સાથે લગ્ન થયું. સં. ૧૯૮૫ માં શેઠ જીવાભાઈએ શ્રી સિદ્ધગિરિજી મહાતીર્થનો સંઘ કાઢતાં, બેન જાસુદે પણ છ રી પાળીને યાત્રા કરી. તે પછીથી બેન જાસુદ ઘણાં જ અશક્ત બની ગયાં હતાં અને તેમના જીવન વિષે પણ સન્દેહ ઉપજ્યો હતો : પરન્તુ પોતાના કર્મની પ્રબલતાથી તેઓ જીવી ગયાં. આ જાતિનો અનુભવ થવાથી તેમની આત્મકલ્યાણુની વૃત્તિ સતેજ બની અને એથી થોડા સમય બાદ અન્ધેરીમાં શ્રી ઉપધાન તપની તેમણે આરાધના કરી તથા પૂ. સકલાગમરહસ્યવેદી, પરમ ગીતાર્થ, સ્વ. આચાર્યદેવ શ્રીમદ્ **વિજયદાનસૂરીશ્વરજી** મહારાજા, પૂ. સિદ્ધાન્તમહોદધિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયપ્રેમસૂરીશ્વરજી** મહારાજ અને પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ **વિજયરામચન્દ્રસૂરીશ્વરજી** મહારાજની પરમ પવિત્ર નિશ્રામાં માળ પહેરી. ખૂબી તો એ હતી કે—તેમનો પ્રથમ પુત્ર માત્ર ૭ મહિનાની જ ઉમ્મરનો હતો, છતાં

પોતે શ્રી ઉપધાન તપમાં જોડાયાં હતાં. બેન જાસુદનું દૈનિક જીવન પણ ધાર્મિક આચારોથી પરિપૂર્ણ હતું. શ્રી જિનપૂજા આદિ જૈન મહિલાને ઉચિત કાર્યો કરવામાં તેઓ દત્તચિત્ત રહેતાં અને રોજ ચૌદ નિયમો ધારતાં. સં. ૧૯૯૪ માં તેમણે બાર વ્રત ઉચ્ચર્યાં અને ત્યારથી તેઓ રોજ એક વિગયનો ત્યાગ કરતાં હતાં. તેઓમાં સાદાઈ અને નમ્રતા આદિ કેટલાક એવા ગુણો હતા, કે જે કોઈનું પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતા નહિ. તા. ૧૮-૨-૪૦ ના રોજ તેમનું અવસાન થયું, તે પહેલાં તેમણે લાંબો સમય માંદગી ભોગવી : પણ એ માંદગીના કાળમાં તેમની સમાધિશીલતા જોનારને માન ઉપજાવે તેવી હતી. મરતાં પહેલાં તેમણે પોતાના મરણ નિમિત્તે ક્લેશ કરી કર્મબન્ધના ભાગી નહિ થવાની ભારપૂર્વક ભલામણ કરી હતી. અન્તિમ સમયમાં પણ તેઓ દેવદર્શન, ગુરૂદર્શન અને ધર્મશ્રવણ આદિનો સુન્દર યોગ પામી શક્યાં. શાસનદેવ તેમના આત્માને ચિર શાન્તિ બક્ષો, એજ અભિલાષા.



# —: વિષયાનુક્રમ :—

## વિભાગ ચોથો પ્રાચીન સ્તવનો તથા પદો.

## વિભાગ-પાંચમો નાનાં સ્તવનો તથા પદો.

## વિભાગ-છઠ્ઠો સ્તુતિઓ.

**વિભાગ—સાતમો સજ્ઝાયો તથા પદો.**

## વિભાગ—આઠમો.



卐

श्रीचिन्तामणिपार्श्वनाथाय नमः

# શ્રીજિનેન્દ્ર-ગુણ-સ્તવ-કર્ણિકા



## વિભાગ-પહેલો.

પ્રભુસન્મુખ બોલવાના
પ્રાસ્તાવિક શ્લોકો.

પૂર્ણાનન્દમયં મહોદયમયં, કૈવલ્યચિદ્દઙ્મયમ્,
રૂપાતીતમયં સ્વરૂપરમણં, સ્વાભાવિકીશ્રીમયમ્ ।
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં, સ્યાદ્વાદવિદ્યાલયમ્,
શ્રીસિદ્ધાચલતીર્થરાજમનિશં, વન્દેઽહમાદીશ્વરમ્ ॥૧॥

નેત્રાનન્દકરી ભવોદધિતરી, શ્રેયસ્તરોર્મંજરી,
શ્રીમદ્ધર્મમહાનરેન્દ્રનગરી, વ્યાપલ્લતાધૂમરી ।
હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી, રાગદ્વિષાં જિત્વરી,
મૂર્તિઃ શ્રીજિનપુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહિનામ્ ॥૨॥

પાતાલં કલયન્ ધરાં ધવલયન્નાકાશમાપૂરયન્,
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુરનરશ્રેણીં ચ વિસ્માપયન્ ।
બ્રહ્માંડં સુખુવન્ જલાનિ જલધેઃ, ફેનચ્છલાલ્લોલયન્,
શ્રીચિન્તામણિપાર્શ્વસંભવયશો-હંસશ્ચિરં રાજતે ॥૩॥

શ્રીમદ્‌ગૂર્જરદેશભૂષણમણિં, સર્વજ્ઞતાધારકમ્,
મિથ્યાજ્ઞાનતમ:પલાયનવિધાવુદ્યત્પ્રભં તાયિનમ્ ।
પાર્શ્વસ્થાયુકપાર્શ્વયક્ષપતિના, સંસેવ્યપાર્શ્વદ્વયમ્,
શ્રીશંખેશ્વરપાર્શ્વનાથમહમાનન્દેન વન્દે સદા ॥૪॥

દિટ્ઠે તુહ મુહ-કમલે, તિન્નિ વિ નટ્ઠાઈં નિરવસેસાઈં ।
દારિદ્દં દોહગ્ગં, જમ્મંતરસંચિયં પાવં ॥૫॥

જન્મવાનસ્મિ ધન્યોઽસ્મિ, કૃતકૃત્યોઽસ્મિ યન્મુહુઃ ।
જાતોઽસ્મિ ત્વદ્‌ગુણગ્રામ-રામણીયકલમ્પટઃ ॥૬॥

ધન્યોઽહં કૃતપુણ્યોઽહં, નિસ્તીર્ણોઽહં ભવાર્ણવાત્ ।
અનાદિભવકાન્તારે, દૃષ્ટો યેન શ્રુતો મયા ॥૭॥

અદ્યાભવત્ સફલતા નયનદ્વયસ્ય,
દેવ ! ત્વદીયચરણામ્બુજવીક્ષણેન ।
અદ્ય ત્રિલોકતિલક! પ્રતિભાસતે મે,
સંસારવારિધિરયં ચુલુકપ્રમાણઃ ॥૮॥



અદ્ય મે સફલં જન્મ, અદ્ય મે સફલા ક્રિયા ।
અદ્ય મે સફલં ગાત્રં, જિનેન્દ્ર ! તવ દર્શનાત્ ॥૯॥



જિને ભક્તિર્જિને ભક્તિ-ર્જિને ભક્તિર્દિને દિને ।
સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ, સદા મેઽસ્તુ ભવે ભવે ॥૧૦॥



તુભ્યં નમસ્ત્રિભુવનાર્ત્તિહરાય નાથ ।
તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય ।
તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય,
તુભ્યં નમો જિન ! ભવોદધિશોષણાય ॥૧૧॥



પ્રશમરસનિમગ્નં દૃષ્ટિયુગ્મં પ્રસન્નમ્,
વદનકમલમંકઃ કામિનીસંગશૂન્યઃ ।
કરયુગમપિ યત્તે શસ્ત્રસંબંધવંધ્યમ્,
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ ॥૧૨॥



નમો દુર્વારરાગાદિ-વૈરિવારનિવારિણે ।
અર્હતે યોગિનાથાય, મહાવીરાય તાયિને ॥૧૩॥

કલ્યાણપાદપારામં, શ્રુતગંગાહિમાચલમ્ ।
વિશ્વામ્ભોજરવિં દેવં, વન્દે શ્રીજ્ઞાતનંદનમ્ ॥૧૪॥

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનમ્ ।
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનમ્ ॥૧૫॥

દેવોઽનેકભવાર્જિતોર્જિતમહા–પાપપ્રદીપાનિલો,
દેવઃ સિદ્ધિવધૂવિશાલહૃદયા–લંકારહારોપમઃ ।
દેવોઽષ્ટાદશદોષસિંધુરઘટા–નિર્ભેદપંચાનનો,
ભવ્યાનાં વિદધાતુ વાંછિતફલં, શ્રીવીતરાગો જિનઃ ॥૧૬॥

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમઃ પ્રભુઃ ।
મંગલં સ્થૂલભદ્રાદ્યાઃ, જૈનો ધર્મોઽસ્તુ મંગલમ્ ॥૧૭॥

સકલ કર્મ વારી, મોક્ષ–માર્ગાધિકારી,
ત્રિભુવન ઉપગારી, કેવલજ્ઞાન ધારી;
ભવિજન નિત્ય સેવો, દેવ એ ભક્તિ ભાવે,
એહિજ જિન ભજંતા, સર્વ સંપત્તિ આવે. ૧૮

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવનિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીયે, સકલ પદારથ સિદ્ધ. ૧૯
ભાવે જિનવર પૂજીયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીયે, ભાવે કેવલ જ્ઞાન. ૨૦
જીવડા જિનવર પૂજીયે, પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૨૧
ફૂલડાં કેરા બાગમાં, બેઠા શ્રી જિનરાજ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૨૨
ત્રિભુવન નાયક તું ધણી, મહા મ્હોટો મહારાજ;
મ્હોટે પુણ્યે પામીયો, તુમ દરિશન હું આજ. ૨૩
આજ મનોરથ સવિ ફળ્યા, પ્રગટ્યા પુણ્ય કલ્લોલ;
પાપ કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ દંદોલ. ૨૪
પંચમ કાળે પામવો, દુર્લભ પ્રભુ દેદાર;
તો પણ ત્હારા નામનો, છે મ્હોટો આધાર. ૨૫

## પહેલો વિભાગ સમાપ્ત

# વિભાગ-બીજો.

અનન્ત-ઉપકારી શ્રી જિનેશ્વરદેવોની
અષ્ટપ્રકારી પૂજા કરવાનો ક્રમ તથા
તે પૂજા કરતાં બોલવાના દુહા વિગેરે.

## શ્રી જિનપૂજાની સાત શુદ્ધિ.

શ્રાવકોએ હંમેશા શ્રી જિનેશ્વર દેવોની દ્રવ્યથી અને ભાવથી—એમ ઉભય પ્રકારે પૂજા કરવી જોઈએ. અષ્ટપ્રકારી પૂજા એ દ્રવ્ય પૂજા છે અને તેના કરનારે સાત પ્રકારની શુદ્ધિ જાળવવામાં ઉપયોગ-વાળા બનવું જોઈએ. એને માટે ચોસઠ પ્રકારી પૂજામાં કહ્યું છે કે:—

**'સાતે શુદ્ધિ સમાચરી રે, પૂજીશુ અમે રંગે લાલ'**

આ સાત શુદ્ધિનાં નામો નીચે મુજબ છે:—

અંગ[૧] વસન[૨] મન[૩] ભૂમિકા[૪], પૂજો[૫] પગરણ સાર;
ન્યાયદ્રવ્ય[૬] વિધિશુદ્ધતા[૭], શુદ્ધિ સાત પ્રકાર. ૧

૧. અંગશુદ્ધિ—શરીર બરાબર શુદ્ધ થઈ રહે એટલા માપસર જળથી સ્નાન કરીને કોરા રૂમાલથી શરીરને બરાબર લૂંછવું તથા નહાવાનું પાણી ઢોળતાં જીવ જંતુની વિરાધના ન થાય એ ધ્યાનમાં રાખવું.

૨. વસ્ત્રશુદ્ધિ—પૂજા માટે પુરૂષોએ બે વસ્ત્ર અને સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર તથા રૂમાલ રાખવો. પુરૂષોએ મુખકોશ માટે રૂમાલ રાખવાનો નથી તથા ગંજીફરાક વિગેરે પૂજા કરતી વખતે પહેરી શકાય નહિ. પૂજા માટેનાં વસ્ત્રો સફેદ, ફાટ્યા કે બળ્યા વગરનાં તથા સાંધ્યા વિનાનાં રાખવાં. એ વસ્ત્રો રેશમી હોય તો પણ તે હંમેશા ધોવાં જોઈએ તથા સુગંધી પદાર્થોથી વાસિત કરવાં જોઈએ તથા બીજા કોઈ પણ કામમાં વાપરવાં જોઈએ નહિ. પૂજાનાં કપડાં પહેરીને વગર ન્હાયેલાને કે અશુદ્ધ વસ્ત્રવાળાને અડવું નહિ.

**૩. મનશુદ્ધિ**—જેમ બને તેમ મનને પૂજામાં સ્થિર કરવું તથા બીજું બધું તે વખતે ભૂલી જવું.

**૪. ભૂમિશુદ્ધિ**—દેરાસરમાં કાજો બરાબર લીધો છે કે કેમ તે જોવું. પૂજાનાં ઉપકરણો લેવા મૂકવાની જગ્યા પણ જેમ બને તેમ શુદ્ધ રાખવી.

**૫. ઉપકરણશુદ્ધિ**—પૂજામાં જોઈતાં ઉપકરણો કેસર, સુખડ, પુષ્પ, ધૂપ, અગરબત્તી, દીપક, ચોખા, ફળ, નૈવેદ્ય વિગેરે જેમ બને તેમ ઉંચી જાતિનાં પોતાના ઘરનાં લાવવાં. કળશ, ધૂપધાણાં, ફાનસ, અંગલૂંછણાં વિગેરે સાધનો ખૂબ ઉજળાં ચકચકાટ રાખવાં. જેમ ઉપકરણની શુદ્ધિ વધારે, તેમ આહ્લાદ વધારે આવશે અને ભાવની વૃદ્ધિ પણ વધારે થશે.

**૬. દ્રવ્યશુદ્ધિ**—જિનપૂજા આદિ શુભ કાર્યમાં વપરાતું દ્રવ્ય જો ન્યાયથી ઉપાર્જન કરેલું હોય, તો તે શુદ્ધ દ્રવ્યદ્વારા ભાવની બહુજ વૃદ્ધિ થાય છે.

**૭. વિધિશુદ્ધિ**—સ્નાન કરીને શુદ્ધ ઉજળાં વસ્ત્ર પહેરી, પૂજાનાં ઉપકરણો લઈ, શુભ ભાવના ભાવતા

જિનમંદિરે જવું. રસ્તામાં કોઈ અશુદ્ધ વસ્તુનો સ્પર્શ ન થઈ જાય એ ધ્યાનમાં રાખવું.

---

## શ્રી જિનમન્દિરમાં પ્રવેશ.

દેરાસરમાં પેસતાં પ્રથમ '**નિસીહિ**' કહેવી. છેટેથી પ્રભુનું મુખ જોતાં ભક્તિપૂર્વક બે હાથ ભેગા કરી મસ્તકે લગાડી '**નમો જિણાણં**' બોલવું. જ્યાં પ્રદક્ષિણા ફરી શકાય ત્યાં ત્રણ પ્રદક્ષિણા દેવી. પ્રદક્ષિણા ફરતાં અને ફર્યા પછી દેરાસરમાંથી આ- શાતના ટાળવા બનતું કરવું. પછી મૂળનાયક સન્મુ- ખ જઈ સ્તુતિના શ્લોકો બોલવા. પુરૂષોએ જમણી બાજુ અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઉભા રહેવું. સ્તુતિ બોલતી વખતે પોતાનું અર્ધું અંગ નમાવવું.

પૂજા કરનારે પોતાના કપાલમાં, ગળે, છાતીએ અને નાભિએ–એમ ચાર તિલક કરવાં. પછી બીજી વખત '**નિસીહિ**' કહી દ્રવ્યપૂજામાં જોડાવું.

---

## શ્રી અષ્ટપ્રકારી પૂજાનો ક્રમ.

અષ્ટપ્રકારી પૂજા એટલે આઠ પ્રકારોથી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવી. એ આઠ પ્રકારોમાં પહેલા ત્રણ પ્રકારની પૂજાને અંગપૂજા કહેવાય છે, જ્યારે બાકીના પાંચ પ્રકારોની પૂજાને અગ્રપૂજા કહેવાય છે. પહેલી ત્રણ પૂજા પ્રભુના અંગને સ્પર્શ કરીને કરવાની હોવાથી તેને '**અંગપૂજા**' કહેવાય છે અને બીજી પાંચ પૂજા પ્રભુની આગળ–સન્મુખ રહીને કરવાની હોવાથી '**અગ્રપૂજા**' કહેવાય છે.

જેને શરીરમાંથી રસી ઝરતી હોય તેણે અંગપૂજા પોતાનાં ચંદન–પુષ્પ આદિથી બીજા પાસે કરાવી, અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી.

**૧. જલપૂજા**—પ્રથમ નિર્માલ્ય ઉતારી પ્રભુનું અંગ ન ઘસાય તેમ બહુ પોચા હાથે વાળાકૂંચીથી કેસર દૂર કરી પંચામૃતથી [ દૂધ, દહીં, સાકર, ઘી અને પાણી ભેગાં કરીને ] શ્રી જિનપ્રતિમા આદિને ન્હવણ કરી ચોખ્ખા પાણીથી ન્હવણ કરવું. ત્રણ અંગલૂંછણાં પોતાના હાથે જ બહુમાનપૂર્વક બરાબર કરવાં.

## જલપૂજાના દુહા.

જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ;
જલપૂજા ફલ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ. ૧

જ્ઞાન-કલશ ભરી આતમા, સમતારસ ભરપૂર;
શ્રી જિનને નવરાવતાં, **કર્મ** હોયે ચકચૂર. ૨

મેરૂશિખર નવરાવે હો સુરપતિ-**મેરૂશિખર૦**
જન્મકાળ જિનવરજીકો જાણી, પંચ રૂપ કરી ભાવે.
**હો સુર૦ ૧**

રતનપ્રમુખઅડજાતિના કળશા, ઔષધિ ચૂરણ મિલાવે;
ખીરસમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે.
**હો સુર૦ ૨**

એણિપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી,
બોધિબીજ માનું વાવે;
અનુક્રમે ગુણરત્નાકર ફરસી,
**જિન ઉત્તમ** પદ પાવે. **હો સુર૦ ૩**

[ માલકોશ. ]

**આનંદભર ન્હવણ કરો જિનચંદ,**

કંચન-રતન-કળશ જલ ભરકે, મહકે બરાસ સુગંધ;
સુરગિરિ ઉપર સુરપતિ સઘરે, પૂજે ત્રિભુવન ઇંદ.
**આનંદ૦ ૧**

શ્રાવક તિમ જિન ન્હવણ કરીને, કાટે કલિમલફંદ;
**આતમ** નિર્મલ સબ અઘ ટાળી, અરિહંત રૂપ અમંદ.
**આનંદ૦ ૨**

૨. **ચંદનપૂજા**—કેસર, બરાસ, સુખડ વિગેરેથી વિલેપન-પૂજા કરવી. નવ અંગે તિલક કરવાં. પૂજા કરતાં નખ કેસરમાં બોળાય નહિ અને પ્રભુને અડે નહિ તથા કેસરના છાંટા પડે નહિ, એ ધ્યાનમાં રાખવું.

**ચંદન-પૂજાનો દુહો.**

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ;
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ. ૧

## નવ અંગ પૂજાના દુહા.

જલભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગૂઠડે, દાયક ભવજલ અંત. ૧

**[પ્રભુના જમણા-ડાબા અંગૂઠે તિલક કરવું.]**

જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ-વિદેશ;
ખડા ખડા કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨

**[પ્રભુના જમણા ડાબા-ઢીંચણે તિલક કરવું.]**

લોકાંતિક વચને કરી, વરસ્યા વરસી દાન;
કર કાંડે પ્રભુપૂજના, પૂજો ભવી બહુ માન. ૩

**[પ્રભુના જમણા-ડાબા કાંડે તિલક કરવું.]**

માન ગયું દોય અંસથી, દેખી વીર્ય અનંત;
ભુજાબળે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪

**[પ્રભુના જમણા-ડાબા ખભે તિલક કરવું.]**

સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત;
વસિયા તેણે કારણ ભવી, શિરશિખા પૂજંત. ૫

**[પ્રભુની મસ્તક-શિખાએ તિલક કરવું.]**

તીર્થંકર પદ પુણ્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવનતિલક સમા પ્રભુ, ભાલતિલક જયવંત ૬

**[પ્રભુના કપાલમાં તિલક કરવું.]**

સોલ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વર્તુલ;
મધુર ધ્વનિ સુરનર સુણે, તેણે ગળે તિલક અમૂલ. ૭

**[ પ્રભુના કંઠે તિલક કરવું. ]**

હૃદયકમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ;
હિમ દહે વનખંડને, હૃદય તિલક સંતોષ. ૮

**[ પ્રભુની છાતીએ તિલક કરવું. ]**

રત્નત્રયી ગુણ ઉજળી, સકલ સુગુણ વિશ્રામ;
નાભિ કમલની પૂજના, કરતાં અવિચલ ધામ. ૯

**[ પ્રભુની નાભિએ તિલક કરવું. ]**

ઉપદેશક નવ તત્ત્વના, તેણે નવ અંગ જિણિંદ;
પૂજો બહુવિધ રાગથી, કહે **શુભવીર** મુણિંદ. ૧૦

**૩. પુષ્પપૂજા**—સરસ, સુગંધીવાળાં અને અખંડ પુષ્પો ચઢાવવાં. નીચે પડેલ પુષ્પ ચઢાવવું નહિ.

## પુષ્પ–પૂજાનો દુહો.

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગતસંતાપ;
સુમજંતુ ભવ્યજ પરે, કરીયે સમકિત છાપ. ૧

**૪. ધૂપપૂજા**—ગભારાની બહાર પ્રભુની ડાબી બાજુએ ઉભા રહી ધૂપ કરવો.

### ધૂપ-પૂજાનો દુહો.

ધ્યાનઘટા પ્રગટાવીયે, વામનયન જિન ધૂપ;
મિચ્છત્ત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ. ૧

**૫. દીપકપૂજા**—પ્રભુની જમણી બાજુએ ઉભા રહી દીપકપૂજા કરવી.

### દીપક-પૂજાનો દુહો.

દ્રવ્ય દીપ સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક;
ભાવ પ્રદીપ પ્રગટ હુએ, ભાસિત લોકાલોક. ૧

**૬. અક્ષતપૂજા**—અખંડ ચોખા વડે સાથિયો, નંદાવર્ત્ત વિગેરે કરવું.

### અક્ષત-પૂજાનો દુહો.

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાલ;
પૂરી પ્રભુસન્મુખ રહો, ટાલી સકલ જંજાલ. ૧

## : સાથિઓ કરતી વખતે બોલવાના દુહા :

ચિહુંગતિ ભ્રમણ સંસારમાં, જન્મ–મરણ જંજાળ;
અષ્ટકર્મ નિવારવા, માગું મોક્ષ ફલ સાર. ૧
અક્ષત પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર;
ફલ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર. ૨
દર્શન–જ્ઞાન–ચારિત્રના, આરાધનથી સાર;
સિદ્ધશિલાની ઉપરે, હો મુજ વાસ શ્રીકાર. ૩



૭. **નૈવેદ્યપૂજા**—સાકર, પતાસાં, ઉત્તમ મીઠાઈ વિગેરે નૈવેદ્ય સાથિયા ઉપર મૂકવું.

### નૈવેદ્ય–પૂજાનો દુહો.

અણાહારી પદ મેં કર્યા, વિગ્ગહ ગઇય અનંત;
દૂર કરી તે દીજીયે, અણાહારી શિવ સંત. ૧

૮. **ફલપૂજા**—બદામ, સોપારી, શ્રીફળ અને પાકાં ફળો સિદ્ધશિલા ઉપર મૂકવાં.

**ફલ-પૂજાનો દુહો.**

ઇન્દ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ;
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ. ૧

આ રીતે અષ્ટપ્રકારી પૂજા કર્યા બાદ ચામર વિગેરેથી પૂજા કરવી.

**: ચામર-પૂજા કરતાં બોલવાનો દુહો :**

બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે,
જઈ મેરૂ ધરી ઉત્સંગે, ઇન્દ્ર ચોસઠ મલીયા રંગે;
પ્રભુ પાસનું મુખડું જોવા, ભવોભવનાં પાતિક ખોવા. ૧

**(દ્રવ્યપૂજા બધી પૂરી કર્યા પછી ત્રીજી વખતની 'નિસીહિ' કહી ચૈત્યવંદનાદિ ભાવપૂજામાં જોડાવું.)**

બીજો વિભાગ સમાપ્ત.

# વિભાગ-ત્રીજો.

## ચૈત્યવંદનો તથા તેનો વિધિ.

### : ચૈત્યવંદન વિધિ :

ઈરિયાવહી પડિક્કમી, ત્રણ ખમાસમણા દેવાં પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં કહી ચૈત્યવંદન કહેવું.

સકલકુશલવલ્લિ-પુષ્કરાવર્તમેઘો,
દુરિતતિમિરભાનુઃ, કલ્પવૃક્ષોપમાનઃ ।
ભવજલનિધિપોતઃ સર્વસંપત્તિહેતુઃ,
સ ભવતુ સતતં વઃ, શ્રેયસે શાંતિનાથઃ ॥ ૧ ॥

**[ કોઈ પણ ચૈત્યવંદન કરતી વખતે શરૂઆતમાં આ ચૈત્યવંદન બોલવું. ]**

પછી આગળ આપેલ ચૈત્યવંદનોમાંથી એક ચૈત્યવંદન બોલી જં કિંચિ૦ નમોત્થુ ણં૦ જાવંતિ૦

ખમાસમણું૦ જાવંત૦ નમોર્હત્૦ કહી ચોથા વિભાગમાં આપેલ છે તેમાંથી અગર બીજું કોઈ પૂર્વાચાર્યોનું ભાવની વૃદ્ધિ થાય તેવું અર્થથી ગંભીર સ્તવન કહેવું, અથવા ઉવસ્સગ્ગહરં કહેવું.

પછી બે હાથ પોલા જોડી મસ્તકે લગાડી સંપૂર્ણ જય વીયરાય૦ કહેવા. [ આભવમખંડા કહ્યા પછી હાથ જરા નીચે ઉતારવા. ] પછી ઉભા થઈ અરિહંત ચેઈઆણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પાળી નમોર્હત્૦ કહી થોય કહેવી. પછી ખમાસમણ દેવું. પછી યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું. પછી છેવટની માગણી રૂપ પ્રભુ સ્તુતિ કરવી.

ભવોભવ તુમ ચરણની સેવા, હું તો માગું છું દેવાધિદેવા;
સામું જુઓને સેવક જાણી, એવી ઉદયરતનની વાણી. ૧

# ચૈત્યવંદનો

## ૧. શ્રી આદિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય;
નાભિરાયા કુલમંડણો, મરૂદેવા માય. ૧

પાંચસેં ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ;
ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂ એ, **ઉત્તમ** ગુણમણિ ખાણ;
તસ પદ **પદ્મ** સેવન થકી, લહીએ અવિચલ ઠાણ. ૩

## ૨. શ્રી આદિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

જય ! જય ! નાભિનરિંદ નંદ, સિદ્ધાચલ–મંડણ;
જય ! જય ! પ્રથમજિણંદ ચંદ, ભવદુઃખ–વિહંડણ. ૧
જય ! જય ! સાધુસુરિંદ વૃંદ, વંદિઅ પરમેસર;
જય ! જય ! જગદાનંદ કંદ, શ્રી ઋષભ જિણેસર. ૨
અમૃતસમ જિનધર્મનો એ, દાયક જગમાં જાણ;
તુજ પદ પંકજ પ્રીતધર, નિશદિન નમત કલ્યાણ. ૩

## ૩. શ્રી શાંતિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

શાંતિ જિનેસર સોલમા, અચિરા સુત વંદો;
વિશ્વસેન–કુલ–નભ–મણિ, ભવિજન સુખકંદો.
મૃગલંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણાઉરનયરીધણી, પ્રભુજી ગુણમણિ ખાણ. ૨

ચાલીશ ધનુષની દેહડી એ, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

## ૪. શાન્તિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

જય ! જય ! શાન્તિજિણંદ દેવ, હત્થિણાઉર સ્વામી;
વિશ્વસેન કુલ ચંદ સમ, પ્રભુ અંતરજામી. ૧
અચિરા ઉર સર હંસલો, જિનવર જયકારી;
મારી રોગ નિવારકે, કીર્તિ [જગ] વિસ્તારી. ૨
સોલમા જિનવર પ્રણમીયે એ,
નિત્ય ઉઠી નામી શીશ;
સુરનર ભૂપ પ્રસન્ન મન,
નમતાં વાધે જગીશ. ૩

## ૫. શ્રી નેમિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

નેમિનાથ બાવીસમા, શિવાદેવી માય;
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય. ૧
દશહ ધનુષની દેહડી, આયુ વરસ હજાર;
શંખલંછનધર સ્વામીજી, તજી રાજુલ નાર. ૨

સૌરીપુરી નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન;
જિન ઉત્તમ પદ **પદ્મને**, નમતાં અવિચલ થાન. ૩

## ૬. શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન.

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ;
વામા માતા જનમીયો, અહિલંછન જાસ. ૧
અશ્વસેન સુત સુખકરૂ, નવ હાથની કાય;
કાશી દેશ વણારસી, પુણ્યે પ્રભુ આય. ૨
એકસો વરસનું આઉખું એ, પાળી પાસ કુમાર;
**પદ્મ** કહે મુગતે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

## ૭. શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન.

જય ચિંતામણિ પાર્શ્વનાથ! જય ત્રિભુવન સ્વામી;
અષ્ટ કરમ રિપુ જીતીને, પંચમી ગતિ પામી. ૧
પ્રભુ નામે આનંદ કંદ, સુખ સંપત્તિ લહીયે;
પ્રભુ નામે ભવભવતણાં, પાતક સબ દહીયે. ૨
ૐ હ્રીં વર્ણ જોડી કરી એ, જપીએ પારસ નામ;
વિષ અમૃત થઈ પરગમે, પાવે અવિચલ ઠામ. ૩

## ૮. શ્રી મહાવીર પ્રભુનું ચૈત્યવંદન.

સિદ્ધારથ સુત વંદીયે, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિયકુંડમાં અવતર્યો, સુરનરપતિ ગાયો. ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાય;
બહોંતેર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાય; ૨
**ક્ષમા**વિજય **જિન**રાયના એ, **ઉત્તમ** ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યા, **પદ્મ**વિજય વિખ્યાત. ૩

## ૯. શ્રી મહાવીર પ્રભુનું ચૈત્યવંદન.

શ્રી સિદ્ધાર્થ નૃપ કુલ તિલો, ત્રિશલા જસ માત;
હરિલંછન તનુ સાત હાથ, મહિમા વિખ્યાત. ૧
ત્રીસ વરસ ગૃહવાસ છંડી, લીએ સંયમ ભાર;
બાર વરસ છદ્મસ્થ માન, લહી કેવલ સાર. ૨
ત્રીસ વરસ એમ સવિ મલી એ, બહોંતેર આયુ પ્રમાણ;
દીવાળી દિન શિવ ગયા, કહે **નય** તે ગુણખાણ. ૩

## ૧૦. શ્રી સામાન્ય જિનનું ચૈત્યવંદન.

તુજ મૂરતિને નીરખવા, મુજ નયણાં તરસે;
તુજ ગુણગણને બોલવા, રસના મુજ હરષે. ૧

કાયા અતિ આનંદ મુજ, તુમ યુગ પદ ફરસે;
તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરસે. ૨
એમ જાણીને સાહિબા એ, નેક નજર મોહે જોય;
**જ્ઞાનવિમલ** પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય. ૩

## ૧૧. શ્રી સામાન્ય જિનનું ચૈત્યવંદન.

પરમેસર પરમાતમા, પાવન પરમિટ્ઠ;
જય જગગુરૂ! દેવાધિદેવ! નયણે મેં દિટ્ઠ. ૧
અચલ અકલ અવિકાર સાર, કરૂણારસ સિંધુ;
જગતિ જન આધાર એક, નિષ્કારણ બંધુ. ૨
ગુણ અનંત પ્રભુ તાહરા એ, કિમહી કલ્યા ન જાય;
**રામ** પ્રભુ જિનધ્યાનથી, ચિદાનંદ સુખ થાય. ૩

## ૧૨. શ્રી સામાન્ય જિનનું ચૈત્યવંદન.

જય જય શ્રીજિનરાજ આજ, મલિયો મુજ સ્વામી;
અવિનાશી અકલંકરૂપ, જગ અંતરજામી. ૧
રૂપારૂપી ધર્મદેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવલીલા પામી. ૨

સિદ્ધ બુદ્ધ તુજ વંદતાં, સકલ સિદ્ધિ વર બુદ્ધિ;
રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ ઋદ્ધિ. ૩

કાલ બહુ સ્થાવર ગ્રહી, ભમિયો ભવમાંહી;
વિકલેંદ્રિય એળે ગયો, સ્થિરતા નહિ ક્યાંહી. ૪

તિર્યંચ પંચેંદ્રિયમાંહી દેવ! કરમે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિશન નહિ પાયો. ૫

એમ અનંત કાલે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગતારક તું મલ્યો, ભવજલ પાર ઉતાર. ૬

## ૧૩. શ્રી પંચ પરમેષ્ઠિના ગુણનું ચૈત્યવંદન.

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમીજે ભાવે;
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ૧

આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવજ્ઝાય;
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં શિવસુખ થાય. ૨

અષ્ટોત્તરશત ગુણ મલી એ, ઈમ સમરો નવકાર;
**ધીરવિમલ** પંડિતતણો, **નય** પ્રણમે નિત્ય સાર. ૩

## શ્રી સીમંધર સ્વામીના દુહા.

અનંત ચોવીશી જિન નમું, સિદ્ધ અનંતી કોડ;
કેવલનાણી થિવિર સવિ, વંદુ બે કરજોડ. ૧
બે કોડિ કેવલધરા, વિહરમાન જિન વીશ;
સહસ યુગલ કોડિ નમું, સાધુ સરવ નિશદિશ. ૨
જે ચારિત્રે નિર્મલા, તે પંચાનન સિંહ;
વિષય કષાયને ગંજીયા, તે પ્રણમું નિશદિહ. ૩
રાંકતણી પરે રડવડ્યો, નિધણીયો નિરધાર;
શ્રી સીમંધર સાહિબા, તુમ વિણ ઇણે સંસાર. ૪

## ૧૪. શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પિતા કુલે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછન વિરાજમાન, વંદે નરનારી. ૨
ધનુષ પાંચસેં દેહડી એ, સોહીએ સોવનવાન;
**કીર્તિ**વિજય ઉવજ્ઝાયનો, **વિનય** ધરે તુમ ધ્યાન. ૩

## ૧૫. શ્રી સીમંધર સ્વામીનું ચૈત્યવંદન.

શ્રી સીમંધર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત ! કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકલ ભક્ત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવો-ભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરી એ, ચારિત્ર લઈશું;
પાય તુમારા સેવીને, શિવરમણી વરીશું. ૩
એ અલજો મુજને ઘણો એ, પૂરો સીમંધર દેવ;
ઈહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪

## શ્રી સિદ્ધાચલજીના દુહા.

સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્યજન્મ પામી કરી, વંદુ વારંવાર. ૧
એકેકું ડગલું ભરે, શત્રુંજય સામો જેહ;
ઋષભ કહે ભવ ક્રોડના, કર્મ ખપાવે તેહ. ૨
સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢ ગિરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહિ, એનો એળે ગયો અવતાર, ૩

નેમિ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમલગિરિંદ;
ભાવી ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણિંદ. ૪

જગમાં તીરથ દો વડા, શત્રુંજય ગિરનાર;
એક ગઢ ઋષભ સમોસર્યા, એક ગઢ નેમિકુમાર. ૫

સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગૃહી મુનિ લિંગ અનંત;
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવી ભગવંત. ૬

શત્રુંજયગિરિમંડણો, મરૂદેવાનો નંદ;
યુગલા ધર્મ નિવારણો, નમો યુગાદિ જિણંદ ૭

## ૧૬. શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧

અનંત સિદ્ધનો એહ ઠામ, સકલતીર્થનો રાય;
પૂરવ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ૨

સૂરજકુંડ સોહામણો એ, કવડજક્ષ અભિરામ;
નાભિરાયા કુલમંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

## ૧૭. શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન.

વિમલકેવલજ્ઞાનકમલાકલિતત્રિભુવનહિતકરં;
સુરરાજસંસ્તુતચરણપંકજ, **નમો આદિ જિનેશ્વરં.** ૧
વિમલગિરિવરશૃંગમંડણ, પ્રવરગુણગણભૂધરં;
સુરઅસુરકિન્નરકોડિસેવિત— **નમો૦** ૨
કરતી નાટક કિન્નરીગણ, ગાય જિનગુણ મનહરં;
નિર્જરાવલિ નમે અહોનિશ— **નમો૦** ૩
પુંડરીક ગણપતિસિદ્ધિ સાધી, કોડિ પણ મુનિ મનહરં;
શ્રીવિમલગિરિવરશૃંગસિદ્ધા— **નમો૦** ૪
નિજ સાધ્યસાધક સુર મુનિવર, કોડીનંત એ ગિરિવરં;
મુક્તિરમણી વર્યા રંગે— **નમો૦** ૫
પાતાલ–નર–સુર–લોકમાંહી, વિમલગિરિવરતો પરં;
નહિ અધિક તીરથ તીર્થપતિ કહે— **નમો૦** ૬
ઇમ વિમલગિરિવરશિખરમંડણ, દુઃખવિહંડણ ધ્યાઇએ;
નિજશુદ્ધસત્તા સાધનાર્થં, પરમજ્યોતિ નિપાઈએ. ૭
જિતમોહકોહ વિછોહનિદ્રા, પરમપદસ્થિત જયકરં;
ગિરિરાજ–સેવા–કરણ–તત્પર, **પદ્મવિજય** સુહિતકરં. ૮

## ૧૮. શ્રી રાયણપગલાનું ચૈત્યવંદન.

એહ ગિરિ ઉપર આદિ દેવ, પ્રભુ પ્રતિમા વંદો;
રાયણ હેઠે પાદુકા, પૂજી આણંદો. ૧
એહ ગિરિનો મહિમા અનંત, કુણ કરે વખાણ;
ચૈત્રી પૂનમને દિને, તેહ અધિકો જાણ. ૨
એહ તીરથ સેવો સદા એ, આણી ભક્તિ ઉદાર;
શ્રી શત્રુંજય સુખદાયકો, **દાનવિજય** જયકાર. ૩

## ૧૯. શ્રી પુંડરીક સ્વામિનું ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય-માહાત્મ્યની, રચના કીધી સાર;
પુંડરગિરિના સ્થાપનાર, પ્રથમ જિન-ગણધાર. ૧
એક દિન વાણી જિનની, શ્રવણી થયો આણંદ;
આવ્યા શત્રુંજયગિરિ, પંચ ક્રોડ સહ રંગ. ૨
ચૈત્રી પૂનમને દિને એ, શિવશું કીયો યોગ;
નમીએ ગિરિને ગણધરુ, અધિક નહિ ત્રિલોક. ૩

## ૨૦. શ્રી પુંડરીક સ્વામિનું ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત;
પ્રગટ નામ પુંડરીક જાસ, મહીમાંહે મહંત. ૧

પંચ ક્રોડ સાથે મુણિંદ, અણસણ જિહાં કીધ;
શુક્લ ધ્યાન ધ્યાતાં અમૂલ, કેવલ તિહાં લીધ. ૨
ચૈત્રી પૂનમને દિને એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરીકગિરિ, નામ દાન સુખકંદ. ૩

## ૨૧. શ્રી સિદ્ધચક્રજીનું ચૈત્યવંદન.

જો ધુરિ સિરિ અરિહંત મૂલ, દઢપીઠપઇટ્ઠિઓ;
સિદ્ધ સૂરિ ઉવજ્ઝાય સાહૂ, ચિહું પાસ ગરિટ્ઠિઓ. ૧
દંસણનાણ ચરિત્ત તવ હિ, પડિસાહા સુંદરૂ;
તત્તક્ખરસરવગ્ગ લદ્ધિ, ગુરૂ પયદલ દુંબરૂ. ૨
દિસિપાલજક્ખજક્ખિણીપમુહ,
સુરકુસુમેહિં અલંકીયો;
સો સિદ્ધચક્ક ગુરૂ કપ્પતરૂ,
અમ્હ મનવંછિય ફલ દીયો. ૩

## ૨૨. શ્રી જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

બાર પર્ષદા આગલે, શ્રી નેમિ જિનરાય;
મધુરધ્વનિ દીયે દેશના, ભવિજનને હિતદાય. ૧

પંચમી તપ આરાધીએ, જિમ લહિએ જ્ઞાન અપાર;
કાર્તિક સુદિ પંચમી ગ્રહો, હરખ ઘણો બહુમાન. ૨

પાંચ વર્ષ ઉપર વલી, પંચ માસ લગે જાણ;
અથવા જાવજ્જીવ લગે, આરાધો ગુણખાણ. ૩

વરદત્ત ને ગુણમંજરી, પંચમી આરાધી;
અંતે આરાધન કરી, શિવપુરીને સાધી. ૪

ઇણિપરે જે આરાધશે એ, પંચમી વિધિસંયુક્ત;
જિન ઉત્તમ પદ **પદ્મ**ને, નમી થાયે શિવભક્ત. ૫

## ૨૩. શ્રી અષ્ટમીનું ચૈત્યવંદન.

મહા સુદિ આઠમને દિને, વિજયાસુત જાયો;
તિમ ફાગણ સુદિ આઠમે, સંભવ ચવી આવ્યો. ૧

ચૈતર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨

માધવ સુદિ આઠમ દિને, આઠ કર્મ કરી દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩

એહિજ આઠમ ઉજળી, જનમ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કળશે કરી, ન્હવરાવે સુરઇંદ. ૪

જનમ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી;
નેમ અષાડ સુદિ આઠમે, અષ્ટમી ગતિ પામી. ૫

શ્રાવણ વદની આઠમે, નમિ જનમ્યા જગભાણ;
તેમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનું નિરવાણ. ૬

ભાદ્રવા વદિ આઠમદિને એ, ચવિયા સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ **પદ્મને**, સેવ્યાથી શિવવાસ. ૭

## ૨૪. શ્રી એકાદશીનું ચૈત્યવંદન.

શાસનનાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુરવિધ સ્થાપવા, મહસેન વન આયો. ૧

માઘવસિત એકાદશી, સોમિલ દ્વિજ યજ્ઞ;
ઇન્દ્રભૂતિ આદે મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨

એકાદશસેં ચઉગુણો, તેહનો પરિવાર;
વેદ-અરથ અવળો કરે, મન અભિમાન અપાર. ૩

જીવાદિક–સંશય હરી, એકાદશ ગણધાર;
વીરે સ્થાપ્યા વંદીએ, જિનશાસન જયકાર. ૪

મલ્લિ જન્મ અર મલ્લિ પાસ, વરચરણવિલાસી;
ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતી વિનાશી. ૫

પદ્મપ્રભ શિવવાસ પાસ, ભવભવના તોડી;
એકાદશી દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬

દશક્ષેત્રે ત્રિહું કાળનાં, ત્રણસેં કલ્યાણ;
વર્ષ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ. ૭

અગિયાર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પૂંજણી ઠવણી વીંટણી, મશી કાગળ કાઠાં. ૮

અગિયાર અવ્રત છાંડવા એ, વહો પડિમા અગિયાર;
**ખિમાવિજય** જિનશાસને, સફળ કરો અવતાર. ૯

## ૨૫. શ્રી પંચતીર્થનું ચૈત્યવંદન.

સુખદાયી શ્રી આદિનાથ, અષ્ટાપદ વંદો;
ચંપાનયરી વાસુપૂજ્ય, મુખ પૂનમ ચંદો. ૧

ગિરનારે શ્રી નેમિનાથ, સુખ સુરતરૂ કંદો;
સમેતશિખર શ્રીપાર્શ્વનાથ, પૂજી મન આણંદો. ૨

અપાપા નયરી વીરજી એ, કલ્યાણક શુભ ઠામ;
**રૂપવિજય** કહે સાહિબા, પાંચે આતમરામ. ૩

## ૨૬. શ્રી વીસ સ્થાનકનું ચૈત્યવંદન.

પહેલે પદ અરિહંત નમું, બીજે સર્વ સિદ્ધ;
ત્રીજે પ્રવચન મન ધરો, આચારજ સિદ્ધ. ૧

નમો થેરાણું પંચમે, પાઠક ગુણ છટ્ઠે;
નમો લોએ સવ્વસાહૂણં, જે છે ગુણગરિટ્ઠે. ૨

નમો નાણસ્સ આઠમે, દર્શન પદ ધ્યાવો;
વિનય કરો ગુણવંતનો, ચારિત્ર મન ભાવો. ૩

નમો બંભવયધારિણં, તેરમે કિરિયાણં.
નમો તવસ્સ ચૌદમે, ગોયમ નમો જિણાણં. ૪

ચારિત્ર નાણ સુઅસ્સને એ, નમો તિત્થસ્સ જાણી;
જિન ઉત્તમ પદ **પદ્મ**ને, નમતાં હોય સુખખાણી. ૫

ત્રીજો વિભાગ સમાપ્ત.

## વિભાગ ચોથો.



# પ્રાચીન સ્તવનો તથા પદો.

### ૧. શ્રી ઋષભદેવ જિન–સ્તવન.

ઋષભદેવ હિતકારી,
જગતગુરૂ ઋષભદેવ હિતકારી;

પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર,
પ્રથમ યતિ વ્રતધારી. જ૦ ૧

વરસી દાન દેઈ તુમ જગમેં,
ઇલતિ ઇતિ નિવારી;

તૈસી કાહી કરતુ નાહી કરૂના,
સાહિબ બેર હમારી. જ૦ ૨

માગત નહી હમ હાથી ઘોરે,
ધન કન કંચન નારી;
દીઓ મોહિ ચરનકમલકી સેવા,
યાહિ લગત મોહિ પ્યારી. જ૦ ૩
ભવલીલા વાસિત સુર ડારે,
તું પર સબહી ઉવારી;
મેં મેરો મન નિશ્ચલ કીનો,
તુમ આણા શિર ધારી. જ૦ ૪
ઐસો સાહિબ નહિ કોઉ જગમેં,
યાસું હોય દિલદારી;
દિલહિ દલાલ પ્રેમકે બિચેં,
તિહાં હઠ ખેંચે ગમારી. જ૦ ૫
તુમહિ સાહિબ મે હું બંદા,
યા મત દીઓ વિસારી;
શ્રી નયવિજય વિબુધ સેવકકે,
તુમ હો પરમ ઉપકારી. જ૦ ૬

## ૨. શ્રી ઋષભદેવ જિન-સ્તવન.

ઋષભ જિણંદા ઋષભ જિણંદા,
તુમ દરિશન હુએ પરમાણંદા;
અહનિશિ ધ્યાઉં તુમ દીદારા,
મહેર કરીને કરજ્યો પ્યારા. **ઋષભ૦ ૧**

આપણુને પૂઠે જે વલગા,
કિમ સરે તેહને કરતાં અલગા;
અલગા કીધા પણ રહે વલગા,
મોર પીંછ પરે ન હુએ ઊભગા. **ઋષભ૦ ૨**

તુમ્હ પણ અળગે થયે કિમ સરશે,
ભક્તિ ભલી આકરષી લેશે;
ગગને ઉડે દૂરે પડાઈ,
દોરી બલે હાથે રહે આઇ. **ઋષભ૦ ૩**

મુજ મનડું છે ચપળ સ્વભાવે,
તોહે અંતર્મુહૂર્ત પ્રસ્તાવે;
તું તો સમય સમય બદલાયે,
ઈમ કિમ પ્રીતિ નિવાહો થાયે. **ઋષભ૦ ૪**

તે માટે તું સાહિબ માહરો,
હું છું સેવક ભવોભવ તાહરો;
એહ સંબંધમાં મ હશો ખામી,
વાચક **માન** કહે શિરનામી. **ઋષભ૦ ૫**

## ૩. શ્રી અજિતનાથ જિન-સ્તવન.

પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદશું,
પ્રભુ પાખે ક્ષણ એક મન ન સુહાય જો;
ધ્યાનની તાલી રે લાગી નેહશું,
જલદઘટા જીમ શિવસુત વાહન દાય જો. **પ્રી૦ ૧**
નેહ ઘેલું મન માહરૂં રે પ્રભુ અલજે રહે,
તન મન ધન એ કારણથી પ્રભુ મુજ જો;
માહરે તો આધાર રે સાહિબ રાઉલો,
અંતરગતનું પ્રભુ આગળ કહું ગુજ્ઝ જો. **પ્રી૦ ૨**
સાહિબ તે સાચો રે જગમાં જાણીયે,
સેવકના જે સહેજે સુધારે કાજ જો;
એહવે રે આચરણે કેમ કરી રહું?
બિરૂદ તમારૂં તારણ તરણ જહાજ જો. **પ્રી૦ ૩**

તારકતા તુજમાંહે રે શ્રવણે સાંભળી,
તે ભણી હું આવ્યો છું દીનદયાલ જો;
તુજ કરૂણાની લહેરે રે મુજ કારજ સરે,
શું ઘણું કહિયે ? જાણ આગલ કૃપાલ જો. **પ્રી૦ ૪**

કરૂણાદૃષ્ટિ કીધી રે સેવક ઉપરે,
ભવભયભાવઠ ભાંગી ભક્તિ પ્રસંગ જો;
મનોવાંછિત ફલિયા રે જિનઆલંબને,
કરજોડીને **મોહન** કહે મનરંગ જો. **પ્રી૦ ૫**

## ૪. શ્રી સંભવનાથ જિન-સ્તવન.

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતા રે;
ખામી નહિ મુજ ખિજમતે,
કદિય હોશો ફલ દાતા રે. **સં૦ ૧**

કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાને રે;
જો મનમાં આણો નહિ,
તો શું કહિયે થાને રે. **સં૦ ૨**

ખોટ ખજાને કો નહિ, દીજે વાંછિત દાનો રે;
કરૂણાનજરે પ્રભુ તણી,
વાધે સેવક વાનો રે. **સં૦ ૩**

કાલલબ્ધિ નહિ મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથે રે;
લડથડતું પણ ગજબચ્ચું,
ગાજે ગયવર સાથે રે. **સં૦ ૪**

દેશો તો તુમહિ ભલા, બીજા તો નવિ યાચું રે;
વાચક **જસ** કહે સાંઈશું,
ફલશે એ મુજ સાચું રે. **સં૦ ૫**

## ૫. શ્રી અભિનંદન જિન-સ્તવન.

[ રાગ **નટ.** ]

**પ્રભુ** ! તેરે નયનકી હું બલિહારી. [ ટેક. ]
યાકી શોભા વિજિત તપસા, કમલ કરતુ હે જલચારી;
વિધુકે શરણ ગયો મુખ અરિસે,
વનથેં ગગન હરિણ હારી. **પ્ર૦ ૧**

સહજ હિ અંજન મંજુલ નીરખત,
ખંજન ગર્વ દીયો દારી;
છીનહિ લહી હિ ચકારકી શોભા,
અગ્નિ ભખે સો દુઃખ ભારી. પ્ર૦ ૨

ચંચલતા ગુણ લીયો મીનકો,
અલિ જ્યું તારા હેં કારી;
કહું સુભગતા કેતિ ઈનકી,
મોહી સબહિ અમરનારી. પ્ર૦ ૩

ઘૂમત હે સમતા રસ માતે,
જેસે ગજભર મદવારી;
તીન ભુવનમાં નહીં કો ઈનકો,
અભિનંદન જિન અનુકારી. પ્ર૦ ૪

મેરે મન તો તુંહિ રૂચત હે,
પરે કુણ પરકે લારી;
તેરે નયનકી મેરે નયનમેં,
જસ કહે દીઓ છબી અવતારી. પ્ર૦ ૫

## ૬. શ્રી સુમતિનાથ જિન-સ્તવન.

[ રાગ-**મારૂ.** ]

સુમતિનાથ સાચા હો. [ ટેક. ]

પરિ પરિ પરખતહિ ભયા, જૈસા હીરા જાચા હો;
ઔર દેવ સવિ પરિહર્યા, મૈં જાણી કાચા હો.
**સુમતિ૦ ૧**

તૈસી ક્રિરિયા હે ખરી, જૈસી તુજ વાચા હો;
ઔર દેવ સવિ મોહે ભર્યા, સવિ મિથ્યા માચા હો.
**સુમતિ૦ ૨**

ચઉરાસી લખ વેષમાં, હું બહુ પરિ નાચા હો;
મુગતિ દાન દેઈ સાહિબા, અબ કરહો ઉવાચા હો.
**સુમતિ૦ ૩**

લાગી અગ્નિ કષાયકી, સબ ઠૌરહિ આંચા હો;
રક્ષક જાણી આદર્યા, મૈં તુમ સરન સાચા હો.
**સુમતિ૦ ૪**

પક્ષપાત નહિં કોઉસું, નહિં લાલચ લાંચા હો;
**શ્રીનયવિજય** સુશિષ્યકો, તોસું દિલ રાચા હો.
**સુમતિ૦ ૫**

## ૭. શ્રી પદ્મપ્રભ જિન-સ્તવન.

[ ગિરિવર દર્શન વિરલા પાવે-એ દેશી. ]

**ઘડી ઘડી સાંભરે સાંઈ સલૂના**—ઘડી ઘડી૦

પદ્મપ્રભ જિન દિલસેં ન વિસરે,
માનું કિયો કછુ ગુનકો દૂના;
દરિસન દેખતહિ સુખ પાઉં,
તો બિન હોત હું ઉના દૂના. **ઘ૦ ૧**

પ્રભુ ગુન ગ્યાન ધ્યાન વિધિ રચના,
પાન સુપારી કાથા ચૂના;
રાગ ભયો દિલમેં આયોગે,
રહે છિપાયા ના છાના છૂના. **ઘ૦ ૨**

પ્રભુ ગુન ચિત્ત બાંધ્યો સબ સાખે,
કુન પેસે લેઈ ઘરકા ખૂના;
રાગ જગા પ્રભુસું મોહિ પરગટ,
કહો નયા કોઉ કહો જૂના. **ઘ૦ ૩**

લોકલાજસેં જે ચિત્ત ચોરે,
સો તો સહજ વિવેકહિ સૂના;
પ્રભુગુન ધ્યાન વિગર ભ્રમ ભૂલા,
કરે કિરિયા સો રાને રૂના. **ઘ૦ ૪**
મેં તો નેહ કિયો તોહિ સાથે,
અબ નિવાહો તોસેં હૂણા;
**જસ** કહે તો બિનુ ઓર ન સેવું,
અમીય ખાઈ કુન ચાખે લૂણા ? **ઘ૦ ૫**

## ૮. શ્રી સુપાર્શ્વનાથ જિન–સ્તવન.

[ રાગ–**ચમન કલ્યાણ.** ]

ઐસેં સામી સુપાર્શ્વસેં દિલ લગા,
દુઃખ ભગા સુખ જગા જગતારણા–[ ટેક. ]
રાજહંસકુ માનસરોવર, રેવા–જલ જ્યું વારણા;
ખીરસિન્ધુ જ્યું હરિકુ પ્યારો, જ્ઞાનીકું તત્ત્વવિચારણા.
**ઐ૦ ૧**

મયૂરકું મેહ ચકોરકું ચંદા, મધુ મનમથ ચિત્ત ઠારના;
ફૂલ અમૂલ ભમરકું અંબહિ—કોકિલકું સુખકારના.
ઐ૦ ૨

સીતાકું રામ કામ જ્યું રતિકું, પંથીકું ઘર—બારના;
દાનીકું ત્યાગ યાગ બંભનકું, યોગીકું સંયમ ધારના.
ઐ૦ ૩

નંદનવન જ્યું સુરકું વલ્લભ, ન્યાયીકું ન્યાય નિહારના;
ત્યું મેરે મન તુંહિ સુહાયો, ઓર તો ચિત્તથેં ઉતારના.
ઐ૦ ૪

શ્રી સુપાર્શ્વ દરિશન પર તેરે, કીજે કોડિ ઉવારના;
**શ્રીનયવિજય** વિબુધ સેવકકું, દીયો સમતારસ પારના.
ઐ૦ ૫

## ૯. શ્રી ચન્દ્રપ્રભ જિન-સ્તવન.

[ રાગ-રામગ્રી. ]

**શ્રી ચન્દ્રપ્રભ જિનરાજ રાજે, વદન પૂનમ ચંદ રે;**
ભવિક લોક ચકોર નીરખત,
લહે પરમાનંદ રે. **શ્રી ચં૦ ૧**

મહમહે મહિમાએ જસભર,

સરસ જસ અરવિંદ રે;

રણુઝણે કવિજન ભમર રસિયા,

લહી સુખ મકરંદ રે. **શ્રી ચં૦ ૨**

જસ નામે દોલત અધિક દીપે,

ટલે દોહગ દંદ રે;

જસ ગુન-કથા ભવ-વ્યથા ભાંજે,

ધ્યાન શિવતરૂકંદ રે. **શ્રી ચં૦ ૩**

વિપુલ હૃદય વિશાલ ભુજ યુગ,

ચલિતી ચાલ ગયંદ રે;

અતુલ અતિશય મહિમ-મંદિર,

પ્રણુત સુરનરવૃંદ રે. **શ્રી ચં૦ ૪**

મેં હું દાસ ચાકર પ્રભુ ! તેરો,

શિષ્ય તુજ ફરજંદ રે;

**જસ**વિજય વાચક ઇમ વિનવે,

ટાલો મુજ ભવફંદ રે. **શ્રી ચં૦ ૫**

## ૧૦. શ્રી સુવિધિનાથ જિન-સ્તવન.

[ રાગ-કેદારો. ]

**મેં કીનો નહિ, તો બિન ઓરશું રાગ.**

દિન દિન વાન ચઢત ગુન તેરો, જ્યું કંચન પરભાગ;
ઓરનમેં હે કષાયકી કાલિમા,
સો કયું સેવા લાગ. **મેં૦ ૧**

રાજહંસ તું માનસરોવર, ઓર અશુચિ રૂચિ કાગ;
વિષય ભુજંગમ ગરૂડ તું કહિયે,
ઓર વિષય વિષનાગ. **મેં૦ ૨**

ઓર દેવ જલ છિલ્લર સરીખે, તું તો સમુદ્ર અથાગ;
તું સુરતરૂ જગ-વાંછિત-પૂરન,
ઓર તો સુકે સાગ. **મેં૦ ૩**

તું પુરૂષોત્તમ તુંહિ નિરંજન, તું શંકર વડભાગ;
તું બ્રહ્મા તું બુદ્ધ મહાબલ,
તુંહિ દેવ વીતરાગ. **મેં૦ ૪**

સુવિધિનાથ તુજ ગુન ફૂલનકો, મેરો દિલ હે બાગ;
**જસ** કહે ભ્રમર રસિક હોઈ તામેં,
**લીજે** ભક્તિ પરાગ. **મેં૦ ૫**

## ૧૧. શ્રી શીતલનાથ જિન-સ્તવન.

[રાગ-અડાણો.]

શીતલ જિન મોહિ પ્યારા,
સાહિબ શીતલ જિન મોહે પ્યારા; [ ટેક. ]
ભુવન વિરોચન પંકજ લોચન,
જિઉકે જિઉ હમારા. **શી૦ ૧**
જ્યોતિશું જ્યોત મિલત જબ ધ્યાવેં,
હોવત નહિ તબ ન્યારા;
બાંધી મૂઠી ખુલે ભવ માયા,
મીટે મહાભ્રમ ભારા. **શી૦ ૨**
તુમ ન્યારે તબ સબહિ ન્યારા, અંતર કુટુંબ ઉદારા;
તુમહિ નજીક નજીક હે સબહિ,
ઋદ્ધિ અનંત અપારા. **શી૦ ૩**
વિષય લગનકી અગનિ બુઝાવત,
તુમ ગુન અનુભવ ધારા;
ભઈ મગનતા તુમ ગુનરસકી,
કુન કંચન કુન દારા. **શી૦ ૪**

શીતલતા ગુન હોર કરત તુમ,
ચંદન કાહિ બિચારા;
નામહિ તુમ તાપ હરત હે,
વાકું ઘસત ઘસારા. **શી૦ ૫**

કરહુ કષ્ટ જન બહુત હમારે,
નામ તિહારો આધારા;
**જસ** કહે જનમ મરણ ભય ભાગો,
તુમ નામે ભવપારા. **શી૦ ૬**

## ૧૨. શ્રી શ્રેયાંસનાથ જિન-સ્તવન.

**[ કરમ ન છૂટે રે પ્રાણીયા--એ દેશી. ]**

તુમે બહુમિત્રી રે સાહિબા, માહરે તો મન એક;
તુમ વિણુ બીજો રે નવિ ગમે, એ મુજ મોટી રે ટેક.
**શ્રી શ્રેયાંસ કૃપા કરો૦ ૧**

મન રાખો તુમે સવિ તણાં, પણ કિહાં એક મલી જાઓ;
લલચાવો લખ લોકને,
સાથી સહજ ન થાઓ. **શ્રી૦ ૨**

રાગભરે જનમન રહો, પણ ત્રિહું કાલ વૈરાગ;
ચિત્ત તુમારા રે સમુદ્રનો,
કોઈ ન પામે રે તાગ. **શ્રી૦ ૩**

એહવાસ્યું ચિત્ત મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઈ;
સેવક નિપટ અબૂઝ છે,
નિરવહશો તુમે સાંઈ. **શ્રી૦ ૪**

નીરાગીશું રે કિમ મિલે, પણ મળવાનો એકંત;
વાચક **જસ** કહે મુજ મિલ્યો,
ભક્તે કામણ તંત. **શ્રી૦ ૫**

## ૧૩. શ્રી વાસુપૂજ્ય જિન–સ્તવન.

[ મોતીડાની--**દેશી.** ]

સ્વામી તુમે કાંઈ કામણ કીધું,
ચિત્તડું અમારૂં ચોરી લીધું,
સાહિબા વાસુપૂજ્ય જિણંદા, મોહના વાસુપૂજ્ય;
અમે પણ તુમશું કામણ કરશું,
ભક્તે ગ્રહી મન ઘરમાં ધરશું. **સા૦ ૧**

મન ઘરમાં ધરીયા ઘર શોભા,
દેખત નિત્ય રહેશો થીર થોભા;

મન વૈકુંઠ અકુંઠિત ભગતે,
યોગી ભાખે અનુભવ યુગતે. **સા૦ ૨**

કલેશે વાસિત મન સંસાર,
કલેશ રહિત મન તે ભવપાર;

જો વિશુદ્ધ મન ઘર તુમે આયા,
પ્રભુ તો અમે નવનિધિ ઋદ્ધિ પાયા. **સા૦ ૩**

સાત રાજ અલગા જઈ બેઠા,
પણ ભગતે અમ મનમાંહી પેઠા;

અળગાને વળગ્યા જે રહેવું,
તે ભાણાખડખડ દુઃખ સહેવું. **સા૦ ૪**

ધ્યાતા ધ્યેય ધ્યાન ગુણ એકે,
ભેદ છેદ કરશું હવે ટેકે;

ખીર—નીર પરે તુમશું મિલશું,
વાચક **જસ** કહે હેજે હલશું. **સા૦ ૫**

## ૧૪. શ્રી વિમલનાથ જિન–સ્તવન.

**સેવો ભવિયાં વિમલ જિનેસર,**

દુલ્લહા સજ્જન સંગા જી;
એહવા પ્રભુનું દરિશન લહેવું,
તે આળસમાંહી ગંગા જી. **સેવો૦ ૧**
અવસર પામી આળસ કરશે, તે મૂરખમાં પહેલો જી;
ભૂખ્યાને જિમ ઘેબર દેતાં,
હાથ ન માંડે ઘહેલો જી. **સેવો૦ ૨**
ભવ અનંતમાં દરિશન દીઠું, પ્રભુ એહવા દેખાડે જી;
વિકટ ગ્રંથી જે પોળ પોળિયો,
કર્મ વિવર ઉઘાડે જી. **સેવો૦ ૩**
તત્ત્વપ્રીતિકર પાણી પાયે, વિમલાલોકે આંજી જી;
લોયણ ગુરૂ પરમાન્ન દીયે તવ,
ભ્રમ નાખે સવિ ભાંજી જી. **સેવો૦ ૪**
ભ્રમ ભાંગ્યો તવ પ્રભુશું પ્રેમે, વાત કરૂં મન ખોલી જી;
સરલતણે જે હૈડે આવે,
તેહ જણાવે બોલી જી. **સેવો૦ ૫**

। નયવિજય વિબુધ પય સેવક,
વાચક જસ કહે સાચું જી;
ાડિ કપટ જો કોઈ દિખાવે,
તોહિ પ્રભુ વિણ નવિ રાચું જી. સેવો૦ ૬

## ૧૫. શ્રી અનંતનાથ જિન-સ્તવન.

[ નમો નિત નાથજી રે--એ દેશી. ]

ાાન અનંતુ તાહરે રે, દરિશન તાહરે અનંત;
સુખ અનંતમય સાહિબા રે, વીરજ પર ઉલસ્યું અનંત.
અનંત જિન! આપજો રે, મુજ એહ અનંતા ચ્યાર; અ૦
મુજને નહિ અવરશું પ્યાર, અ૦
તુજને આપતાં શી વાર, અ૦
એહ છે તુજ યશનો હાર. અનંત૦ ૧

આપ ખજાનો ન ખોલવો રે, નહિ મલવાની ચિંત;
માહરે પોતે છે સર્વ રે,
પણ વિચે આવરણની ભીંત. અનંત૦ ૨

તપ જપ કિરિયા મોઘરે રે, ભાંજી પણ ભાંગી ન જાય;
એક તુજ આણ લહે થકે રે,
હેલામાં પરહી થાય. અનંત૦ ૩

માત ભણી મરૂદેવીને રે, જિન ઋષભે ક્ષણમાં દીધ;
આપ પરાયું વિચારતાં રે,
ઈમ કિમ વીતરાગતા સિદ્ધ. **અનંત૦ ૪**

તે માટે તસ અરથીયા રે, તુજ પ્રાર્થતા જે કોઈ લોક;
તેહને આપો આંકુણી રે,
તિહાં ન ઘટે કરાવવી ટોક. **અનંત૦ ૫**

તેહને તેહનું આપવું રે, તિહાં સ્યો ઉપજે છે ખેદ;
પ્રાર્થના કરતાં તાહરે રે,
પ્રભુતાઈનો પણ નહિ છેદ. **અનંત૦ ૬**

પામ્યા પામે પામશે રે, જેહ જ્ઞાનાદિ અનંત;
તે તુજ આણાથી સવે રે,
કહે **માનવિજય** ઉલસંત. **અનંત૦ ૭**

## ૧૬. શ્રી ધર્મનાથ જિન-સ્તવન.

**[ હાં રે મારે ઠામ ધરમના--એ દેશી. ]**

હાંરે મારે ધર્મ જિણંદશું લાગી પૂરણ પ્રીતજો,
જીવડલો લલચાણો જિનજીની ઓલગે રે લો;
હાંરે મુને થાશે કોઈક સમે પ્રભુ સુપ્રસન્ન જો,
વાતલડી મ્હારી રે સવિ થાશે વગે રે લો. ૧

હાંરે પ્રભુ દુર્જનનો ભંભેર્યો માહરો નાથ જો,
ઓલવશે નહિ ક્યારે કીધી ચાકરી રે લો;
હાંરે મારા સ્વામી સરખો કુણ છે દુનિયામાંહી જો,
જઈયે રે જિમ તેહને ઘર આશા કરી રે લો. ૨

હાંરે જસ સેવાસેંતી સ્વારથની નહિ સિદ્ધિ જો,
ઠાલી રે શી કરવી તેહથી ગોઠડી રે લો;
હાંરે કાંઈ જૂઠું ખાય તે મીઠાઈને માટે જો,
કાંઈ રે પરમારથ વિણ નહિ પ્રીતડી રે લો. ૩

હાંરે પ્રભુ અંતરજામી જીવન પ્રાણ આધાર જો,
વાયો રે નવિ જાણ્યો કલિયુગ વાયરો રે લો;
હાંરે મારે લાયક નાયક ભક્ત વચ્છલ ભગવંત જો,
વારૂ રે ગુણ કેરો સાહિબ સાયરૂ રે લો. ૪

હાંરે પ્રભુ લાગી મુજને તાહરી માયા જોર જો,
અલગા રે રહ્યાથી હોય ઓસીંગલો રે લો;
હાંરે કુણ જાણે અંતરગતની વિણ મહારાજ જો,
હેજે રે હસી બોલો છાંડી આમલો રે લો. ૫

હાંરે તારે મુખને મટકે અટકયું માહરૂં મન જો,
આંખડલી અણીયાલી કામણગારડી રે લો;
હાંરે મારા નયણા લંપટ જોવે ખિણ ખિણ તુજ જો,
રાતાં રે પ્રભુ રૂપે ન રહે વારીયાં રે લો. ૬

હાંરે પ્રભુ અલગા તો પણ જાણજ્યો કરીને હજૂર જો,
તાહરી રે બલિહારી હું જાઉં વારણે રે લો;
હાંરે કવિ રૂપવિબુધનો **મોહન** કરે અરદાસ જો,
ગિરૂઆથી મન આણી ઉલટ અતિ ઘણે રે લો. ૭

## ૧૭. શ્રી શાન્તિનાથ જિન–સ્તવન.

**મારો મુજરો લ્યોને રાજ, સાહિબ શાંતિ સલૂણા.**
અચિરાજીના નંદન તોરે, દરિસણ હેતે આવ્યો;
સમકિત રીઝ કરીને સ્વામી,
ભક્તિ ભેટણું લાવ્યો. **મારો૦ ૧**

દુઃખભંજન છે બિરૂદ તમારૂં, અમને આશ તુમારી;
તુમે નીરાગી થઈને છૂટો,
શી ગતિ હોશે અમારી? **મારો૦ ૨**

કહેશે લોક ન તાણી કહેવું, એવડું સ્વામી આગે;
પણ બાળક જો બોલી ન જાણે,
તો કિમ વ્હાલો લાગે. **મારો૦ ૩**

માહરે તો તું સમરથ સાહિબ, તો કિમ ઓછું માનું ?
ચિન્તામણિ જેણે ગાંઠિ બાંધ્યું,
તેહને કામ કિસ્યાનું ? **મારો૦ ૪**

અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહતિમિર હર્યું જુગતે;
**વિમલવિજય** વાચકનો સેવક,
**રામ** કહે શુભ ભગતે. **મારો૦ ૫**

## ૧૮. શ્રી શાન્તિનાથ જિન-સ્તવન.

**ક્ષણ ક્ષણ સાંભળો શાંતિ સલૂણા,**
**ધ્યાન ભુવન જિનરાજ પરૂણા. ક્ષણ૦**

શાંતિ જિનંદકો નામ અમીસેં,
ઉલ્લસિત હોત હમ રોમ વપુના; **ક્ષણ૦**

ભવ ચોગાનમેં ફિરતે પાયે,
છોરત મેં નહિ ચરન પ્રભુનાં. **ક્ષણ૦ ૧**

છિલ્લરમેં રતિ કબહુ ન પાવે,
જે ઝીલે જલ ગંગ યમુના; ક્ષણ૦
તુમ સમ હમ શિર નાથ ન થાશે,
કર્મ અઘુના દૂના ઘૂના. ક્ષણ૦ ૨
મોહ લરાઈમેં તેરી સહાઈ,
તો ક્ષણમેં છિન્ન છિન્ન કટૂના; ક્ષણ૦
નહિ ઘટે પ્રભુ આના કૂના,
અચિરાસુત પતિ મોક્ષ વધૂના. ક્ષણ૦ ૩
ઓરકી પાસ મેં આશ ન કરતેં,
ચાર અનંત પસાય કરૂના; ક્ષણ૦
ક્યું કર માગત પાસ ધત્તૂરે,
યુગલિક યાચક કલ્પતરૂના. ક્ષણ૦ ૪
ધ્યાન ખડગવર તેરે આસંગે,
મોહ ડરે સારી ભીક ભરૂના; ક્ષણ૦
ધ્યાન અરૂપી તો સાંઈ અરૂપી,
ભક્તે ધ્યાવત તાના તૂના. ક્ષણ૦ ૫

અનુભવ રંગ વધ્યો ઉપયોગે,

ધ્યાન સુપાનમેં કાથા ચૂના; ક્ષણ૦

ચિદાનંદ ઝકઝોલ ઘટાસેં,

શ્રી **શુભવીર**વિજય પડિપુન્ના. ક્ષણ૦ ૬

## ૧૯. શ્રી શાન્તિનાથ જિન-સ્તવન.

સુણો શાન્તિજિણંદ સોભાગી,

હું તો થયો છું તુજ ગુણરાગી;

તુમે નિરાગી ભગવંત,

જોતાં કિમ મળશે તંત. **સુણો૦** ૧

હું તો ક્રોધ કષાયનો ભરિયો,

તું તો ઉપશમ રસનો દરિયો;

હું તો અજ્ઞાને આવરિયો,

તું તો કેવલ-કમલા વરિયો. **સુણો૦** ૨

હું તો વિષયા રસનો આશી,

તેં તો વિષયા કીધી નિરાશી;

હું તો કરમને ભારે ભાર્યો,

તેં તો પ્રભુ ભાર ઉતાર્યો. **સુણો૦** ૩

હું તો મોહતણે વશ પડીઓ,
તેં તો સબળા મોહને હણીયો;
હું તો ભવ સમુદ્રમાં ખૂંચ્યો,
તું તો શિવ મંદિરમાં પહોંચ્યો. સુણો૦ ૪

મારે જન્મમરણનો જોરો, તેં તો તોડ્યો તેહનો દોરો;
મારો પાસો ન મેલે રાગ,
તુમે પ્રભુજી થયા વીતરાગ. સુણો૦ ૫

મને માયાએ મૂક્યો પાશી, તું તો નિરબંધન અવિનાશી;
હું તો સમકિતથી અધૂરો,
તું તો સકલ પદારથે પૂરો. સુણો૦ ૬

મારે છો તુંહિ પ્રભુ એક, ત્હારે મુજ સરીખા અનેક;
હું તો મનથી ન મૂકું માન,
તું તો માનરહિત ભગવાન. સુણો૦ ૭

મારૂં કીધું કશું નવિ થાય, તું તો રંકને કરે રાય;
એક કરો મુજ મહેરબાની,
મારો મુજરો લેજો માની. સુણો૦ ૮

એકવાર જો નજરે નીરખો, તો કરો મુજને તુમ સરીખો;
જો સેવક તુમ સરીખો થાશે,
તો ગુણ તમારા ગાશે. સુણો૦ ૯

ભવોભવ તુમ ચરણોની સેવા, હું તો માગું છું દેવાધિદેવા;
સામું જુઓને સેવક જાણી,
એવી ઉદયરતનની વાણી. સુણો૦ ૧૦

## ૨૦. શ્રી શાન્તિનાથ જિન-સ્તવન.

શાન્તિ જિણંદ મહારાજ,
જગતગુરૂ શાન્તિ જિણંદ મહારાજ;

અચિરાનંદન ભવિમનરંજન,
ગુણનિધિ ગરીબ નિવાજ. જ૦ ૧

ગર્ભ થકી જિણે ઇતિ નિવારી,
હરખિત સુરનર કોડી;
જનમ થયે ચોસઠ ઇન્દ્રાદિક,
પદ પ્રણમે કર જોડી. જ૦ ૨

મૃગ લંછન ભવિક તુષ ગંજન, કંચનવાન શરીર;
પંચમનાણી પંચમ ચક્રી,
સોલસમો જિન ધીર. જ૦ ૩

રત્નજડિત ભૂષણુ અતિ સુંદર, આંગી અંગ ઉદાર;
અતિ ઉછરંગ ભગતિ નૌતમ ગતિ,
ઉપશમ રસ દાતાર. જ૦ ૪

કરૂણાનિધિ ભગવાન કૃપાકર,
અનુભવ ઉદિત આવાસ;
રૂપ વિબુધનો **મોહન** પભણે,
દિજે જ્ઞાન વિલાસ. જ૦ ૫

## ૨૧. શ્રી શાન્તિનાથ જિન-સ્તવન.

ધન દિન વેળા ધન ઘડી તેહ,
અચિરારો નંદન જિન જદિ ભેટશુંજી;
લહિશું રે સુખ દેખી મુખચંદ,
વિરહ-વ્યથાનાં દુઃખ સવિ મેટશુંજી. ૧

જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ,
બીજા રે રસ તેહને મન નવિ ગમેજી;
ચાખ્યો રે જેણે અમી-લવલેશ,
બાકસબુકસ તસ ન રૂચે કિમેજી. ૨

તુજ સમકિતરસસ્વાદનો જાણ,
પાપ કુભક્તે બહુ દિન સેવીયુંજી;
સેવે જો કર્મને યોગે તોહિ,
વાંછે તે સમકિત અમૃત ધુરિ લિખ્યુંજી. ૩

તાહરૂં ધ્યાન તે સમકિતરૂપ,
તેહજ જ્ઞાન ને ચારિત્ર તેહ છેજી;
તેહથી રે જાએ સઘળાં પાપ,
ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪

દેખી રે અદ્‌ભુત તાહરૂં રૂપ,
અચરીજ ભવિક અરૂપિપદ વરેજી;
તાહરી ગત તું જાણે દેવ,
સમરણ ભજન તે વાચક જસ કરેજી. ૫

## ૨૨. શ્રી કુન્થુનાથ જિન સ્તવન.

તુમ્હ રહો રે પ્રીતમ પાય પરીયાં, [એ ટેક.]
રૂપે રતિ શ્રીરાણી જાયા, અરજ કરે અંતેઉરીયાં. તુ૦ ૧

સુરનૃપતિ કે [1]પોટે મોટે,
ક્યું ન કરો હમ દિલ વરીયાં. તુ૦ ૨

નાહ વિવાહ ઉચ્છાહ કરી આએ,
અવગુન બિન ક્યું પરિહરીયાં. તુ૦ ૩
ષટખંડ જિતી અરિ બસ કીને,
ભુંજે બિન ક્યું ફલ હરીયાં. તુ૦ ૪

વિલપતી નેહ દીવાની લલના,
ત્યજી જિન સંયમ સ્ત્રી વરીયાં. તુ૦ ૫
કેવલ પામી ત્રિગડે બેઠે,
બાની સુની ભવિ-દિલ ઠરીયાં. તુ૦ ૬

**ન્યાયસાગર** પ્રભુ લીલા બહુલી,
મહાનંદ પદ અનુસરીયાં. તુ૦ ૭

---

૧ પુત્ર.

## ૨૩. શ્રી અરનાથ જિન–સ્તવન.

અરનાથકું સદા મેરી વંદના,

જગનાથકું સદા મેરી વંદના. જ૦

જગ ઉપગારી ઘન જ્યૌં વરસે,

વાણી શીતલચંદના રે. જ૦ ૧

રૂપે રંભા રાણી શ્રીદેવી,

ભૂપ સુદર્શન નંદના રે. જ૦ ૨

ભાવભગતિશું અહનિશિ સેવે,

દુરિત હરે ભવફંદના રે. જ૦ ૩

છ ખંડ સાધી દૂધા કીધી,

દુર્જય શત્રુ નિકંદના રે. જ૦ ૪

**ન્યાયસાગર** પ્રભુ–સેવા મેવા,

માગે પરમાનંદના રે. જ૦ ૫

## ૨૪. શ્રી મલ્લિનાથ જિન-સ્તવન.

કૌન રમે ચિત્ત કૌન રમે,
મલ્લિનાથજી વિના ચિત્ત કૌન રમે;

માતા પ્રભાવતી રાણી જાયો,
કુંભ-નૃપતિ-સુત કામ દમે. મ૦ ૧

કામકુંભ જિમ કામિત પૂરે,
કુંભલંછન જિન મુખ ગમે. મ૦ ૨

મિથિલા નયરી જનમ પ્રભુકો,
દર્શન દેખત દુઃખ શમે. મ૦ ૩

ઘેબર ભોજન સરસાં પીરસ્યાં,
કુકસ બાકસ કૌન જમે. મ૦ ૪

નીલ વરણ પ્રભુ કાન્તિ કે આગે,
મરકત મણિ છબી દૂર ભમે. મ૦ ૫

ન્યાયસાગર પ્રભુ જગનો પામી,
હરિ હર બ્રહ્મા કૌન નમે. મ૦ ૬

## ૨૫. શ્રી મુનિસુવ્રત જિન-સ્તવન.

મુનિસુવ્રત કીજે મયા રે, મનમાંહી ધરી મહેર,
મહેર વિહુણા માનવી રે, કઠિણ જણાયે કહેર;
જિણેસર! તું જગનાયક દેવ,
તુજ જગહિત કરવા ટેવ,
બીજા જૂએ કરતાં સેવ. જિ૦ તું૦ ૧

અરહટ્ટ ક્ષેત્રની ભૂમિકા રે, સીંચે કૃતારથ હોય;
ધારાધર સઘળી ધરા રે, ઉદ્ધરવા સજ્જ જોય.
જિ૦ તું૦ ૨

તે માટે અશ્વઉપરે રે, આણી મનમાં મહેર;
આપે આયા આફણી રે, બોધવા ભરૂયચ્ચ શહેર.
જિ૦ તું૦ ૩

અણપ્રારથતા ઉદ્ધર્યા રે, આપે કરીય ઉપાય;
પ્રારથતા રહે વિલવતા રે, એ કુણ કહીયે ન્યાય.
જિ૦ તું૦ ૪

સંબંધ પણ તુજ મુજ વિચે રે, સ્વામી સેવક ભાવ;
**માન** કહે હવે મહેરનો રે, ન રહ્યો અજર પ્રસ્તાવ.
જિ૦ તું૦ ૫

## ૨૬. શ્રી નમિનાથ જિન-સ્તવન.

પરમ રૂપ નિરંજન, જન મન-રંજણો, લલના૦
ભક્ત વચ્છલ ભગવંત તું, ભવભય-ભંજણો; લ૦
જગત જંતુ હિતકારક, તારક જગધણી, લ૦
તુજ પદ પંકજ સેવ, હેવ મુજને ઘણી. લ૦ ૧
આવ્યો રાજ હજૂર, પૂરણ ભગતિ ભરે, લ૦
આપો સેવના આપ, પાપ જિમ સવિ ટલે; લ૦
તુજ સરીખા મહારાજ, મેહેર જો નહિ કરે, લ૦
તો અમ સરીખા જીવનાં, કારજ કિમ સરે. લ૦ ૨
જગતારક જિનરાજ, બિરૂદ છે તુમ તણો, લ૦
આપો સમકિત દાન, પરાયા મત ગણો; લ૦
સમરથ જાણી દેવ, સેવના મેં કરી, લ૦
તુંહિજ છે સમરત્થ, તરણ તારણ તરી. લ૦ ૩
મૃગશીર સિત એકાદશી, ધ્યાન શુકલ ધરી, લ૦
ઘાતીકરમ કરી અંત કે, કેવલ શ્રી વરી; લ૦
જગ નિસ્તારણ કારણ, તીરથ થાપીયો, લ૦
આતમ સત્તા ધર્મ, ભવ્યને આપીયો. લ૦ ૪

અમ વેલા કિમ આજ, વિલંબ કરી રહ્યાં, લ૦
જાણો છો મહારાજ, સેવકે ચરણાં ગ્રહ્યાં; લ૦
મન માન્યા વિના માહરૂં, નવિ છોડું કદા, લ૦
સાચો સેવક તેહ જે, સેવ કરે સદા. લ૦ ૫
વપ્રા માત સુજાત, કહાવો સ્યું ઘણું, લ૦
આપો ચિદાનંદ દાન, જનમ સફલો ગણું; લ૦
જિન ઉત્તમ પદ પદ્મ–વિજય પદ દીજીએ, લ૦
**રૂપવિજય** કહે સાહિબ, મુજરો લીજીએ. લ૦ ૬

## ૨૭. શ્રી નેમિનાથ જિન–સ્તવન.

**રહો રહો રે યાદવ દો ઘડીયાં, રહો૦**

દો ઘડીયાં દો ચાર ઘડીયાં,
રહો રહો રે યાદવ દો ઘડીયાં.

શિવામાત મલ્હાર નગીને,
ક્યું ચલીએ હમ વિછડીયાં; **રહો૦**

યાદવવંશ વિભૂષણ સ્વામી,
તુમે આધાર છો અડવડીયાં. **રહો૦ ૧**

તો બિન ઓરસેં નેહ ન કીનો,

ઓર કરનકી આંખડીયાં; રહો૦

ઇતને બિચ હમ છોડ ન જઇએ,

હોત બુરાઇ લાજડીયાં. રહો૦ ૨

પ્રીતમ પ્યારે કેહ કર જાનાં,

જે હોત હમ શિર બાંકડીયા; રહો૦

હાથસેં હાથ મિલાદે સાંઇ,

ફૂલ બિછાઉં સેજડીયાં. રહો૦ ૩

પ્રેમકે પ્યાલે બહુત મસાલે,

પીવત મધુરે સેલડીયાં; રહો૦

સમુદ્રવિજય કુલ તિલક નેમકું,

રાજુલ ઝરતી આંખડીયાં. રહો૦ ૪

રાજુલ છોર ચલે ગિરનારે,

નેમ યુગલ કેવલ વરીયાં; રહો૦

રાજિમતી પણ દીક્ષા લીની,

ભાવના રંગ રસે ચડીયાં. રહો૦ ૫

કેવલ લઇ કરી મુગતિ સિધારે,
દંપતી મોહન વેલડીયાં; **રહો૦**

**શ્રી શુભવીર** અચલ ભઇ જોડી,
મોહરાય—શિર લાકડીયાં. **રહો૦ ૬**

## ૨૮. શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

રાતાં જેવાં ફૂલડાંને, શામળ જેવો રંગ,
આજ તારી આંગીનો કાંઈ, રૂડો બન્યો રંગ:
**પ્યારા પાસજી હો લાલ,**
દીન દયાલ મને નયણે નિહાલ. **૧**

જોગીવાડે જાગતો ને, માતો ધિંગડ મલ્લ;
શામળો સોહામણો કાંઈ,
જીત્યા આઠે મલ્લ. **પ્યારા૦ ૨**

તું છે મારો સાહિબો ને, હું છું તારો દાસ;
આશા પૂરો દાસની કાંઈ,
સાંભળો અરદાસ. **પ્યારા૦ ૩**

દેવ સઘળા દીઠા તેમાં, એક તું અવ્વલ;
લાખેણું છે લટકું ત્હારૂં,
દેખી રીઝે દિલ્લ. **પ્યારા૦ ૪**

કોઈ નમે પીરને ને, કોઈ નમે રામ;
**ઉદયરત્ન** કહે પ્રભુજી, મારે તુમશું કામ. **પ્યારા૦ ૫**

## ૨૯. શ્રી પાર્શ્વનાથ જિન–સ્તવન.

મેરે સાહિબ તુમહિ હો, પ્રભુ પાસ જિણંદા;
ખિજમતગાર ગરીબ હું, મેં તેરા બંદા. **મેરે૦ ૧**
મેં ચકોર કરૂં ચાકરી, જબ તુમહિ ચંદા;
ચક્રવાક મેં હુઈ રહું, જબ તુમહિ દિણંદા. **મેરે૦ ૨**
મધુકર પરે મેં રનઝનું, જબ તુમ અરવિંદા;
ભક્તિ કરૂં ખગપતિ પરે, જબ તુમહિ ગોવિંદા. **મેરે૦ ૩**
તુમ જબ ગર્જિત ઘન ભયે, તબ મેં શિખિનંદા;
તુમ સાયર જબ મેં તદા, સુરસરિતા અમંદા. **મેરે૦ ૪**
દૂર કરો દાદા પાસજી! ભવ–દુઃખકા ફંદા;
વાચક **જસ** કહે દાસકું, દીયો પરમાનંદા. **મેરે૦ ૫**

## ૩૦. શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન.

**જય ! જય ! જય ! જય ! પાસ જિણંદ; ટેક૦**

અંતરીક પ્રભુ ! ત્રિભુવન તારન,
ભવિક કમલ ઉલ્લાસ દિણંદ. **જય૦ ૧**

તેરે ચરન શરન મેં કીને, તૂં બિનું કુન તોરે ભવ ફંદ;
પરમ પુરૂષ પરમારથ-દર્શી,
તૂં દીયે ભવિકકું પરમાનંદ. **જય૦ ૨**

તૂં નાયક તૂં શિવસુખ-દાયક, તૂં હિતચિંતક તૂં સુખકંદ;
તૂં જનરંજન તૂં ભવભંજન,
તૂં કેવલ-કમલા-ગોવિંદ. **જય૦ ૩**

કોડી દેવ મિલકે કર ન શકે, એક અંગૂઠ રૂપ પ્રતિછંદ;
ઐસો અદ્‌ભુત રૂપ તિહારો,
વરષત માનુ અમૃતકો બુંદ. **જય૦ ૪**

મેરે મન મધુકરકે મોહન, તુમ હો વિમલ સદલ અરવિંદ;
નયન ચકોર વિલાસ કરતુ હે,
દેખત તુમ મુખ પૂરનચંદ. **જય૦ ૫**

દૂર જાવે પ્રભુ ! તુમ દરિશનતેં,
દુઃખ–દોહગ–દારિદ્ર–અઘ–દંદ;
વાચક જસ કહે સહસ ફલતેં તુમ હો,
જે બોલે તુમ ગુનકે વૃંદ. જય૦ ૬

## ૩૧. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન.

[ રાગ–શ્રી રાગ. ]

અબ મોહે ઐસી આય બની;
શ્રી શંખેસર પાસ જીનેસર,
મેરે તું એક ધની. અબ૦ ૧
તુમ બિનુ કોઉ ચિત્ત ન સુહાવે, આવે કોડી ગુણી;
મેરો મન તુજ ઉપર રસિયો,
અલિ જિમ કમલ ભણી. અબ૦ ૨
તુમ નામે સવિ સંકટ ચૂરે, નાગરાજ ધરણી;
નામ જપું નિશિવાસર તેરો,
એ શુભ મુજ કરણી. અબ૦ ૩
કોપાનલ ઉપજાવત દુર્જન, મથન વચન અરની;
નામ જપું જલધાર તિહાં તુજ,
ધારૂં દુઃખ હરની. અબ૦ ૪

મિથ્યામતિ બહુ જન હૈ જગમેં, પદ ન ધરત ધરની;
ઉનકા અબ તુજ ભક્તિ પ્રભાવે,
ભય નહિ એક કની. અબ૦ ૫

સજ્જન-નયન સુધારસ-અંજન, દુરજન રવિ ભરની;
તુજ મૂરતિ નીરખે સો પાવે,
સુખ જસ લીલ ઘની. અબ૦ ૬

## ૩૨. શ્રી ચિન્તામણિ પાર્શ્વજિન-સ્તવન.

શ્રી ચિન્તામણિ પાર્શ્વજી,
વાત સુણો એક મોરી રે;
માહરા મનના મનોરથ પૂરજો,
હું તો ભક્તિ ન છોડું તારી રે. શ્રી૦ ૧

માહરી ખિજમતમાં ખામી નહિ,
તાહરે ખોટ ન કાંઈ ખજાને રે;
હવે દેવાની શી ઢીલ છે ?
કહેવું તે કહીએ છાને રે. શ્રી૦ ૨

તેં ઉરણુ સવી પૃથિવી કરી,
ધન વરસી વરસી-દાને રે;
માહરી વેળા શું એહવા,
દીઓ વાંછિત વાળો વાન રે. **શ્રી૦ ૩**

હું તો કેડ ન છોડું તાહરી,
આપ્યા વિણુ શિવસુખ સ્વામી રે;
મૂરખ તે ઓછે માનશે,
ચિન્તામણિ કરયલ પામી રે. **શ્રી૦ ૪**

મત કહસ્યો તુજ કર્મે નથી,
કર્મે છે તો તું પામ્યો રે;
મુજ સરીખા કીધા મોટકા,
કહો તેણે કાંઈ તુજ થામ્યો રે. **શ્રી૦ ૫**

કાલ સ્વભાવ ભવિતવ્યતા,
તે સઘળા તારા દાસો રે;
મુખ્ય હેતુ તું મોક્ષનો,
એ મુજને સબલ વિશ્વાસો રે. **શ્રી૦ ૬**

અમે ભકતે મુક્તિને ખેંચશુ,
જિમ લોહને ચમક પાષાણો રે;
તુમે હેજે હસીને દેખશો,
કહેશો સેવક છે સપરાણો રે. શ્રી૦ ૭

ભક્તિ આરાધ્યા ફળ દીએ,
ચિન્તામણિ પણ પાષાણો રે;
વળી અધિકું કાંઈ કહાવશો,
એ ભદ્રક ભક્તિ તે જાણો રે. શ્રી૦ ૮

બાળક તે જિમ તિમ બોલતો,
કરે લાડ તાતને આગે રે;
તે તેહશું વંછિત પૂરવે,
બની આવે સઘળું રાગે રે. શ્રી૦ ૯

માહરે બનનારૂં તે બન્યુંજ છે,
હું તો લોકને વાત શીખાવું રે;
વાચક **જસ** કહે સાહિબા,
એ ગીતે તુમ ગુણ ગાવું રે. શ્રી૦ ૧૦

## ૩૩. શ્રી પંચાસરાપાર્શ્વ જિન-સ્તવન.

પરમાતમ પરમેશ્વરૂ, જગદીશ્વર જિનરાજ;
જગબંધવ જગભાણુ, બલિહારી તુમતણી,
ભવ-જલધિમાંહી જહાજ. **પરમા૦ ૧**

તારક વારક મોહનો, ધારક નિજગુણ ઋદ્ધિ;
અતિશયવંત ભદંત, રૂપાલી શિવવધૂ,
પરણી લહી નિજ સિદ્ધિ. **પરમા૦ ૨**

જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત;
એમ દાનાદિ અનંત, ક્ષાયિક ભાવે થયાં,
ગુણ તે અનંતાનંત. **પરમા૦ ૩**

બત્રીશ વર્ણ સમાય છે, એકજ શ્લોક મઝાર;
એક વરણ પ્રભુ! તુજ, ન માયે જગતમાં,
કેમ કરી થુણીએ ઉદાર. **પરમા૦ ૪**

તુજ ગુણ કોણ ગણી શકે, જો પણ કેવલ હોય;
આવિરભાવથી તુજ, સયલ ગુણ માહરે,
પ્રચ્છન્નભાવથી જોય. **પરમા૦ ૫**

શ્રી પંચાસરા પાસજી ! અરજ કરૂં એક તુજ;
આવિરભાવથી થાય, દયાળ ! કૃપાનિધિ !
કરૂણા કીજેજી મુજ. **પરમા૦ ૬**
શ્રી જિન ઉત્તમ તાહરી, આશા અધિકી મહારાજ !
**પદ્મવિજય** કહે એમ, લહું શિવનગરીનું,
અક્ષય અવિચલ રાજ. **પરમા૦ ૭**

## ૩૪. શ્રી પાર્શ્વજિન જન્મકલ્યાણક સ્તવન.

[ મલ્લિજિન નાથજી વ્રત લીજે રે--એ **દેશી.** ]

ચિત્ત સમરી શારદમાય રે,
વલી પ્રણમું નિજ ગુરૂ પાય રે;
ગાઉં ત્રેવીશમા જિનરાય.
**વ્હાલાજીનું જન્મ કલ્યાણક ગાઉં રે૦**
સોના રૂપાને ફૂલડે વધાવું, વ્હા૦
થાલ ભરી ભરી મોતીડે વધાવું. વ્હા૦ ૧
કાશી દેશ વણારશી રાજે રે,
અશ્વસેન છત્રપતિ છાજે રે;
રાણી વામા ગૃહિણી સુરાજે. વ્હા૦ ૨

ચૈત્ર વદિ ચોથે તે ચવિયા રે,
માતા વામા કુખે અવતરીયા રે;
અજુઆળ્યાં એહના પરીયા. વ્હા૦ ૩
પોશ વદિ દશમી જગભાણુ રે,
હોવે પ્રભુનું જન્મકલ્યાણુ રે;
વીશસ્થાનક સુકૃત કમાણુ. વ્હા૦ ૪
નારકી નરકે સુખ પાવે રે,
અંતરમુહૂર્ત દુઃખ જાવે રે;
એતો જન્મકલ્યાણ કહાવે. વ્હા૦ ૫
પ્રભુ ત્રણુ ભુવન શિરતાજ રે,
તુમે તારણુ તરણુ જહાજ રે;
કહે **દીપવિજય** કવિરાજ. વ્હા૦ ૬

## ૩૫. શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

**ગિરૂઆરે ગુણુ તુમતણા,** શ્રી વર્દ્ધમાન જિનરાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે,
મ્હારી નિર્મળ થાયે કાયા રે. ગિ૦ ૧

તુમ ગુણગણ ગંગાજલે, હું ઝીલી નિર્મળ થાઉં રે;
અવર ન ધંધો આદરૂં,
નિશદિન તોરા ગુણ ગાઉં રે. ગિ૦ ૨

ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસે રે;
જે માલતી ફૂલે મોહિયા,
તે બાવલ જઇ નવિ બેસે રે. ગિ૦ ૩

ઇમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વલી માચ્યા રે;
તે કિમ પરસુર આદરૂં,
જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪

તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે;
વાચક **જસ** કહે માહરે,
તું જીવજીવન આધારો રે. ગિ૦ ૫

## ૩૬. શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

[ રાગ--કાફી. ]

**સાહિબ ધ્યાયા મન મોહના,**
**અતિ સોહના ભવિ બોહના. સા૦ ૧**

આજથેં સફલ મેરે, માનું ચિન્તામણિ પાયા; સા૦
ચોસઠ ઈંદ્રે મિલિય પૂજયો, ઈંદ્રાની ગુન ગાયા. સા૦ ૨
જનમ મહોત્સવ કરે દેવ, મેરૂશિખર લે આયા; સા૦
હરિકો મન સંદેહ જાની, ચરને મેરૂ ચલાયા. સા૦ ૩
અહિ વેતાલ રૂપ દાખી, દેવે ન વીર ખોભાયા; સા૦
પ્રગટ ભયે પાય લાગી, વીર નામે બુલાયા. સા૦ ૪
ઈંદ્ર પૂછે વીર કહે, વ્યાકરન નીપાયા; સા૦
મોહથેં નિશાલ-ઘરનેં, યુહિં વીર પઢાયા. સા૦ ૫
વરસી-દાન દેઇ ધીર, લેઇ વ્રત સુહાયા; સા૦
સાલતલેં ધ્યાન ધ્યાતેં, ઘાતી ઘન ખપાયા. સા૦ ૬
લહી અનંત જ્ઞાન આપ, રૂપ ઝગમગાયા; સા૦
જસ કહે હમ સોઇ વીર, જયોતિસું જયોતિ મિલાયા. સા૦ ૭

## ૩૭. શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

સિદ્ધારથના રે નંદન વિનવું, વિનતડી અવધાર;
ભવમંડપમાં રે નાટક નાચીયો,
હવે મુજ દાન દેવાર. સિ૦ ૧

ત્રણ રતન મુજ આપો તાતજી, જિમ નાવે રે સંતાપ;
દાન દીયંતા રે પ્રભુ કોસર કીસી ?
આપો પદવી રે આપ. સિ૦ ૨

ચરણ અંગૂઠે રે મેરૂ કંપાવીયો, મોડયાં સુરનાં રે માન;
અષ્ટ કરમનો રે ઝગડો જીતવાં,
દીધાં વરસી રે દાન. સિ૦ ૩

શાસનનાયક શિવસુખ દાયક, ત્રિશલા-કુખે રતન;
સિદ્ધારથનો રે વંશ દીપાવીયો,
પ્રભુજી તમે ધન ધન. સિ૦ ૪

વાચકશેખર કીર્તિવિજય ગુરૂ, પામી તાસ પસાય;
ધરમતણે રસે જિન ચોવીશના,
**વિનયવિજય** ગુણ ગાય. સિ૦ ૫

## ૩૮. શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

જગપતિ તું તો દેવાધિદેવ, દાસનો દાસ છું તાહરો;
જગપતિ તારક તું કીરતાર, મનરો મોહન પ્રભુ માહરો. ૧
જગપતિ તાહરે ભક્ત અનેક, માહરે એકજ તું ધણી;
જગપતિ વીરમાં તું મહાવીર, મૂરતિ તાહરી સોહામણી. ૨

જગપતિ ત્રિશલારાણીનો તું તંત, ગંધારબંદરે ગાજીયો;
જગપતિ સિદ્ધારથ કુલ શણગાર,
રાજ રાજેશ્વર રાજીયો. ૩
જગપતિ ભક્તોની ભાંગે તું ભીડ, પીડ પરાઇ પ્રભુ પારખે;
જગપતિ તુંહિ પ્રભુ અગમ અપાર
સમજ્યો ન જાયે મુજ સારીખે. ૪
જગપતિ ખંભાયત જમ્બૂસર સંઘ,
ભગવંત ચોવીસમો ભેટીયો;
જગપતિ ઉદય નમે કરજોડ,
સત્તરનેવુ સંઘ સમેટીયો. ૫

## ૩૯. શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

વંદો વીર જિનેશ્વર રાયા, વર્ધમાન સુખદાયાજી;
શાસનનાયક જેહ કહાયા,
જગ જસવાદ સવાયાજી. વંદો૦ ૧
હરિલંછન કંચનવન કાયા, સિદ્ધારથ નૃપ તાયાજી;
સિદ્ધારથ થયા કર્મ ખપાયા,
ત્રિશલા રાણી માયાજી. વંદો૦ ૨

લઘુ વયથી જેણે મેરૂ ચલાયા, વીર વેતાલ હરાયાજી;
દુર્ધર મોહ જોહ જિતીને,
જ્યોતિમેં જ્યોતિ મિલાયાજી. **વંદો૦ ૩**

જસ શાસનથી ષટ દ્રવ્ય પાયા, સ્યાદવાદ સમજાયાજી;
અભિનવ નંદનવનની છાયા,
દર્શન જ્ઞાન ઉપાયાજી. **વંદો૦ ૪**

જાસ વજીર છે ગૌતમરાયા,
લબ્ધિ નિધાન મન ભાયાજી;
**ન્યાયસાગર** પ્રભુના ગુણ ગાયા,
સુજસ સુબોધ સવાયાજી. **વંદો૦ ૫**

## ૪૦. શ્રી સીમંધર જિન-સ્તવન.

પુખ્ખલવઇ વિજયે જયો રે, નયરી પુંડરીગિણી સાર;
શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર,
જિણંદરાય ! ધરજો ધર્મ સનેહ. **૧**

મોટા નાના અંતરો રે, ગિરૂઆ નવિ દાખંત;
શશિદરિસન સાયર વધે રે,
કૈરવ-વન વિકસંત. **જિણંદ૦ ૨**

ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર;
કર દોય કુસુમે વાસિયે રે,
છાયા સવિ આધાર. જિણંદ૦ ૩
રાય ને રંક સરીખા ગણે રે, ઉદ્યોતે શશી સૂર;
ગંગાજળ તે બિહું તણાં રે,
તાપ કરે સવિ દૂર. જિણંદ૦ ૪
સરીખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ;
મુજશું અંતર કિમ કરો રે,
બાંહ્ય ગ્રહ્યાની લાજ. જિણંદ૦ ૫
મુખ દેખી ટીલું કરે રે, તે નવિ હોય પ્રમાણ;
મુજરો માને સવિ તણો રે,
સાહિબ તેહ સુજાણ. જિણંદ૦ ૬
વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રૂકમણી કંત;
**વાચકયશ** એમ વિનવે રે,
ભય ભંજન ભગવંત. જિણંદ૦ ૭

## ૪૧. શ્રી સીમંધર જિન–સ્તવન.

તારી મૂરતિએ મન મોહ્યું રે, મનના મોહનીયા;
તારી સુરતિએ જગ સોહ્યું રે, જગના જીવનીયા.

તુમ જોતાં સવિ દુરમતિ વિસરી, દિન રાતડી નવી જાણી;
પ્રભુ ગુણ ગણ સાંકળશું બાંધ્યું,
ચંચલ ચિત્તડું તાણી રે. મ૦ ૧
પહેલાં તો એક કેવલ હરખે, હેજાળું થઈ હળિયો;
ગુણ જાણીને રૂપે મિલિઓ,
અભ્યંતર જઈ ભળિઓ રે. મ૦ ૨
વીતરાગ ઇમ જસ નિસુણીને, રાગી રાગ કરેહ;
આપ અરૂપી રાગ નિમિત્તે,
દાસ અરૂપ ધરેહ રે. મ૦ ૩
શ્રી સીમંધર તું જગબંધુ, સુંદર તાહરી વાણી;
મંદર ભૂધર અધિક ધીરજ ધર,
વંદે તે ધન્ય પ્રાણી રે. મ૦ ૪
શ્રી શ્રેયાંસ નરેસર નંદન, ચંદન શીતલ વાણી;
સત્યકી માતા વૃષભ લંછન પ્રભુ,
**જ્ઞાનવિમલ** ગુણ ખાણી રે. મ૦ ૫

## ૪૨. શ્રી સીમંધર જિન–સ્તવન.

**સુણો ચંદાજી ! સીમંધર પરમાતમ પાસે જાજો,**
મુજ વિનતડી પ્રેમ ધરીને, એણી પેરે તુમે સંભળાવજો.

જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે;
નાણ દરિસણ જેહને ખાયક છે. સુણો૦ ૧
જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરીકગિણી નગરીનો રાયા છે. સુણો૦ ૨
બાર પર્ષદામાંહી બિરાજે છે,
જસ ચોત્રીશ અતિશય છાજે છે;
ગુણ પાંત્રીશ વાણીયે ગાજે છે. સુણો૦ ૩
ભવિજનને જે પડિબોહે છે,
તુમ અધિક શીતલ ગુણ સોહે છે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪
તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમાં દૂરે વસિયો છું;
મહા મોહરાયકર ફસિયો છું. સુણો૦ ૫
પણ સાહિબ ચિત્તમાં ધરિયો છે,
તુમ આણા ખડગકર ગ્રહિયો છે;
તો કાંઇક મુજથી ડરિયો છે. સુણો૦ ૬
જિન **ઉત્તમ** પૂંઠ હવે પૂરો, કહે **પદ્મવિજય** થાઉં શૂરો;
તો વાધે મુજ મન અતિ નૂરો. સુણો૦ ૭

## ૪૩. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

**સિદ્ધાચલ ગિરિ ભેટ્યા રે, ધન્ય ભાગ્ય હમારાં.**

એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પારા;
રાયણ રૂખ સમોસર્યા સ્વામી,
પૂર્વ નવાણું વારા રે. **ધન્ય૦ ૧**

મૂલનાયક શ્રી આદિ જિનેશ્વર, ચઉમુખ પ્રતિમા ચારા;
અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે,
સમકિત મૂલ આધારા રે. **ધન્ય૦ ૨**

ભાવ ભક્તિશું પ્રભુગુણ ગાતાં, અપના જન્મ સુધારા;
યાત્રા કરી ભવિજન શુભ ભાવે,
નરક તિર્યંચ ગતિ વારા રે. **ધન્ય૦ ૩**

દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તારા;
પતિત ઉદ્ધારણ બિરૂદ તુમારૂં,
એ તીરથ જગ સારા રે. **ધન્ય૦ ૪**

સંવત અઢાર ત્યાસી માસ અષાડા, વદિ આઠમ ભોમવારા;
પ્રભુજીકે ચરણ પ્રતાપકે સંઘમેં,
**ખિમારતન** પ્રભુ પ્યારા રે. **ધન્ય૦ ૫**

## ૪૪. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

**વિમલાચલ નિતુ વંદિએ,** કીજે એહની સેવા;
માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફલ લેવા. **વિ૦ ૧**
ઉજ્જવલ જિન ગૃહ મંડલી, તિહાં દીપે ઉત્તંગા;
માનું હિમગિરિ-વિભ્રમે, આઈ અંબર ગંગા. **વિ૦ ૨**
કોઈ અનેરૂં જગ નહિ, એ તીરથ તોલે;
એમ શ્રીમુખ હરિ આગલે, શ્રીસીમંધર બોલે. **વિ૦ ૩**
જે સઘળાં તીરથ કર્યાં, યાત્રા ફળ કહીએ;
તેહથી એ ગિરિ ભેટતાં, શત-ગુણું ફળ લહીએ. **વિ૦ ૪**
જનમ સફલ હોય તેહનો, જે એ ગિરિ વંદે;
**સુજસ**વિજય સંપદ લહે, તે નર ચિર નંદે. **વિ૦ ૫**

## ૪૫. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

**સિદ્ધાચલનો વાસી પ્યારો લાગે, મોરા રાજીંદા.**
ઈણુરે ડુંગરીયામાં ઝીણી ઝીણી કોરણી,
ઉપર શિખર બિરાજે. **મો૦ સિ૦ ૧**
કાને કુંડલ માથે મુગટ બિરાજે,
બાંહે બાજુબંધ છાજે. **મો૦ સિ૦ ૨**

ચૌમુખ બિંબ અનોપમ છાજે,
અદ્‌ભુત દીઠે દુઃખ ભાંજે. મો૦ સિ૦ ૩

ચુવા ચુવા ચંદન ઓર અરગજા,
કેસર તિલક વિરાજે. મો૦ સિ૦ ૪

ઈણે ગિરિ સાધુ અનંતા સિદ્ધા,
કહેતાં પાર ન આવે. મો૦ સિ૦ ૫

**જ્ઞાનવિમલ** પ્રભુ એણી પેરે બોલે,
આભવ પાર ઉતારો. મો૦ સિ૦ ૬

## ૪૬. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

શ્રી રે સિદ્ધાચલ ભેટવા, મુજ મન અધિક ઉમાહો;
ઋષભ જિણંદ પૂજા કરી,
લીજે ભવતણો લાહો. શ્રી રે૦ ૧

મણિમય મૂરતિ શ્રી ઋષભની, નિપાઈ અભિરામ;
ભવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શ્રી રે૦ ૨

નેમિવિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી;
શેત્રુંજા સમું તીરથ નહિ,
બોલ્યા સીમંધર વાણી. શ્રી રે૦ ૩

પૂરવ નવાણું સમોસર્યા, સ્વામી શ્રી ઋષભ જિણંદ;
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ. **શ્રી રે૦ ૪**
પૂરવ પુણ્ય પસાઉલે, પુંડરીકગિરિ પાયો;
**કાન્તિવિજય** હરખે કરી,
શ્રી સિદ્ધાચલ ગાયો. **શ્રી રે૦ ૫**

## ૪૭. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચલે રે,
દેખીને હરખિત થાય;
વિધિશું કીજે રે જાત્રા એહની રે,
ભવભવનાં દુઃખ જાય. **મારૂં૦ ૧**
પંચમે આરે રે પાવન કારણે રે,
એ સમું તીરથ ન કોય;
મોટો મહિમા રે જગમાં એહનો રે,
આ ભરતે ઇહાં જોય. **મારૂં૦ ૨**
ઇણ ગિરિ આવ્યા રે જિનવર ગણધરા રે,
સિધ્ધ્યા સાધુ અનંત;
કઠિન કરમ પણ ઇણ ગિરિ ફરસતાં રે,
હોયે કરમ નિશાંત. **મારૂં૦ ૩**

જૈન ધરમનો જાચો જાણીયે રે,
માનવ તીરથ એ સ્તંભ;
સુરનર કિન્નર નૃપ વિદ્યાધરા રે,
કરતા નાટારંભ. **મારૂં૦ ૪**

ધનધન દહાડો રે ધન વેળા ઘડી રે,
ધરીયે હૃદય મોઝાર;
**જ્ઞાનવિમલસૂરિ** ગુણ એહના ઘણાં રે.
કહેતાં નાવે પાર. **મારૂં૦ ૫**

## ૪૮. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

વિવેકી વિમલાચલ વસીયે, તપ જપ કરી કાયા કસીયે;
ખોટી માયાથી ખસીયે, વિવેકી વિમલાચલ વસીયે,
વસી ઉનમારગથી ખસીયે. **વિવેકી૦ ૧**

માયા મોહિનીએ મોહ્યો, કોણ રાખે રણમાં રોયો;
આ નરભવ એળે ખોયો. **વિવેકી૦ ૨**

બાળ લીલાએ હુલરાવ્યો, યૌવન યુવતિએ ગાયો;
તોએ તૃપ્તિ નવિ પાયો. **વિવેકી૦ ૩**

રમણી ગીત વિષય રાચ્યો, મોહની મદિરાએ માચ્યો;
નવ નવ વેશ કરી નાચ્યો. **વિવેકી૦ ૪**

આગમ વાણી સમી આસી, ભવજલધિમાંહી વાસી;
રોહિત મત્સ્ય સમો થાસી. વિવેકી૦ ૫

મોહની જાલને સંહારે, આપ કુટુંબ સકલ તારે;
વરણવીએ તે સંસારે. વિવેકી૦ ૬

સંસારે કૂડી માયા, પંથ શિરે પંથી આયા;
મૃગતૃષ્ણા જલને ધાયા. વિવેકી૦ ૭

ભવદવ તાપ લહી આયા, પાંડવ પરિકર મુનિરાયા;
શીતલ સિદ્ધાચલ છાયા. વિવેકી૦ ૮

ગુરૂ ઉપદેશ સુણી ભાવે, સંઘ દેશોદેશથી આવે;
ગિરિવર દેખી ગુણ ગાવે. વિવેકી૦ ૯

સંવત અઢાર ચોરાશીએ, માઘ ઉજ્જવલ એકાદશીએ;
વાંદ્યા પ્રભુજી વિમલવશીએ. વિવેકી૦ ૧૦

જાત્રા નવાણું અમે કરીએ, ભવભવ પાતિકડાં હરીએ;
તીર્થ વિના કહો કિમ તરીએ! વિવેકી૦ ૧૧

હંસ મયૂરા ઇણે ઠામે, ચકવા શુક પિક પરિણામે;
દર્શને દેવગતિ પામે. વિવેકી૦ ૧૨

શેત્રુંજી નદીએ ન્હાઈ, કુષ્ટે સુર સાન્નિધ્ય દાઈ;
પણસય ચાપ ગુહા ઠાઈ. વિવેકી૦ ૧૩
રયણમય પડિમા જે પૂજે, તેના પાતિકડાં ધ્રૂજે;
તે નર સીઝે ભવે ત્રીજે. વિવેકી૦ ૧૪
સાસયગિરિ રાયણ પગલાં, ચઉમુખ આદિ ચૈત્ય ભલાં;
**શ્રી શુભવીર** નમે સઘલાં. વિવેકી૦ ૧૫

## ૪૯. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

વિમલાચલ વિમલા પાણી, શીતળ તરૂ છાયા ઠરાણી;
રસવેધક કંચન ખાણી, કહે ઇન્દ્ર સુણો ઇન્દ્રાણી.
**સનેહી** સંત એ ગિરિ સેવો,
ચૌદ ક્ષેત્રમાં તીરથ નહિ એવો. **સનેહી૦ ૧**
છરી પાળી ઉલ્લસીએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કસીએ;
મોહ મલ્લની સામા ધસીએ, વિમલાચલ વેગે વસીએ.
**સનેહી૦ ૨**
અન્ય સ્થાનક કર્મ જે કરીએ, તે હિમગિરિ હેઠા હરીએ;
પાઝળ પ્રદક્ષિણા ફરીએ, ભવજલનિધિ હેલા તરીએ.
**સનેહી૦ ૩**

શિવમંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ બિરાજે;
ચઢતાં સમકિતી છાજે, દુરભવ્ય અભવ્ય તે લાજે.
સનેહી૦ ૪

પાંડવ પમુહા કેઇ સંતા, આદીશ્વર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચલ સિદ્ધયા અનંતા.
સનેહી૦ ૫

ષટ્ માસી ધ્યાન ધરાવે, શુક રાજા તે રાજ્યને પાવે;
બહિરંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે.
સનેહી૦ ૬

પ્રણિધાને ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નિકાચો;
મોહરાયને લાગે તમાચો, **શુભવીર** વિમલગિરિ સાચો.
સનેહી૦ ૭

## ૫૦. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

સિદ્ધાચલ ગુણ ગેહ, ભવી પ્રણમો ધરી નેહ;
આજ હો સોહે રે મન મોહે, તીરથ રાજીયોજી. ૧
આદીશ્વર અરિહંત, મુક્તિવધૂનો કંત;
આજ હો પૂરવવારનવાણું, આવી સમોસર્યાજી. ૨

સકલ સુરાસુરરાજ, કિન્નર દેવ સમાજ;
આજ હો સેવા રે સારે, તે કરજોડી કરીજી. ૩

દર્શનથી દુઃખ દૂર, સેવે સુખ ભરપૂર;
આજ હો એણે રે કલિકાલે, કલ્પતરૂ અછેજી. ૪

પુંડરીકગિરિ ધ્યાન, લહીયે બહુ યશમાન;
આજ હો દીપે રે, અધિકી તસ જ્ઞાન કલા ઘણીજી. ૫

## ૫૧. શ્રી રાયણ પગલાનું સ્તવન.

નીલુડી રાયણ તરૂતળે સુણ સુંદરી,
પીલુડા પ્રભુના પાય રે ગુણ મંજરી;
ઉજ્જવલ ધ્યાને ધ્યાઇએ સુણ સુંદરી,
એહિજ મુક્તિ ઉપાય રે ગુણ મંજરી. ૧

શીતળ છાયાએ બેસીએ સુણ સુંદરી,
રાતડો કરી મન રંગ રે ગુણ મંજરી;
પૂજીએ સોવન ફૂલડે સુણ સુંદરી,
જેમ હોય પાવન અંગ રે ગુણ મંજરી. ૨

ખીર ઝરે જેહ ઉપરે સુણ સુંદરી,
નેહ ધરીને એહ રે ગુણ મંજરી;
ત્રીજે ભવે તે શિવ લહે સુણ સુંદરી,
થાયે નિર્મળ દેહ રે ગુણ મંજરી. ૩
પ્રીત ધરી પ્રદક્ષિણા સુણ સુંદરી,
દીએ એહને જે સાર રે ગુણ મંજરી;
અભંગ પ્રીતિ હોય જેહને સુણ સુંદરી,
ભવભવ તુમ આધાર રે ગુણ મંજરી. ૪
કુસુમ પત્ર ફળ મંજરી સુણ સુંદરી,
શાખા થડ ને મૂળ રે ગુણ મંજરી;
દેવતણા વાસાય છે સુણ સુંદરી,
તીરથને અનુકૂળ રે ગુણ મંજરી. ૫
તીરથ ધ્યાન ધરો મુદા સુણ સુંદરી,
સેવો એહની છાંય રે ગુણ મંજરી;
**જ્ઞાનવિમલ** ગુણ ભાખિયો સુણ સુંદરી,
શત્રુંજયમાહાત્મ્યમાંહી રે ગુણ મંજરી. ૬

## ૫૨. શ્રી પુંડરીક સ્વામીનું સ્તવન.

એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ,
પૂછે શ્રી આદિ જિણંદ સુખકારી રે;
કહીયે તે ભવજલ ઉતરી રે લાલ,
પામીશ પરમાનંદ ભવવારી રે. એ૦ ૧

કહે જિન ઇણગિરિ પામશો રે લાલ,
જ્ઞાન અને નિરવાણ જયકારી રે;
તીરથ મહિમા વાધશે રે લાલ,
અધિક અધિક મંડાણ નિરધારી રે. એ૦ ૨

ઇમ નિસુણીને ઇહાં આવીયા રે લાલ,
ઘાતી કરમ કર્યાં દૂર તમ વારી રે;
પંચ કોડી મુનિ પરિવર્યા રે લાલ,
હુઆ સિદ્ધિ હજૂર ભવ વારી રે. એ૦ ૩

ચૈત્રી પૂનમ દિન કીજીએ રે લાલ,
પૂજા વિવિધ પ્રકાર દિલધારી રે;
ફળ પ્રદક્ષિણા કાઉસ્સગ્ગા રે લાલ,
લોગસ્સ થુઇ નમુક્કાર નરનારી રે. એ૦ ૪

દશ વીશ ત્રીસ ચાલીશ ભલાં રે લાલ,
પચાસ પુષ્પની માળ અતિ સારી રે;
નરભવ લાહો લીજીએ રે લાલ,
જેમ હોય **જ્ઞાન** વિશાલ મનોહારી રે. એ૦ ૫

## ૫૩. શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન.

[ નમો રે નમો શ્રી શેત્રુંજા ગિરિવર-એ **દેશી.** ]

સકલ સુરાસુર વંદ્ય નમીજે, શ્રીસિદ્ધચક્ર પ્રધાન રે;
ઈહભવ પરભવ શિવસુખ કારણ,
વારણ કર્મ વિતાન રે. **સ૦ ૧**
પ્રથમ પદે **અરિહંત** નમીજે, ચાર અતિશયવંત રે;
પ્રાતિહારજ આઠની શોભા,
બાર ગુણે ભગવંત રે. **સ૦ ૨**
આઠ કરમને નાશે જિનવર, આઠ ગુણે પ્રગટાય રે;
એહવા **સિદ્ધ** પ્રભુને નમતાં,
દુરિત સકલ દૂર જાય રે. **સ૦ ૩**
**આચારજ** પ્રણમો પદ ત્રીજે, ગુણ છત્રીસ સુહાય રે;
**પાઠક** પદ ચોથું નિત પ્રણમું,
ગુણ પચવીસ કહાય રે. **સ૦ ૪**

સત્તાવીસ ગુણે કરી **સાધુ**, દુષ્ટ કરમ ભવ જીપે રે;
ચાર સદ્દહણા આદે સડસઠ,
ભેદે દરિસણ દીપે રે. **સ૦ ૫**

સાતમે **નાણ** નમો ભવી ભાવે, ભક્તિ કરી શુભ મન્ન રે;
પાંચ કહ્યાં મૂલ ભેદજ ચારૂ, ઉત્તર એકાવન્ન રે. **સ૦ ૬**

**સંયમ** સત્તર પ્રકારે આરાધો, નવમે પદ **તપ** સાર રે;
તે તપ બારે ભેદે વખાણ્યો,
અવિચલ પદ દાતાર રે. **સ૦ ૭**

એ નવપદમાં આતમા રે, નિજ આતમમાં એહ રે;
**મયણા** ને **શ્રીપાલે** આરાધ્યો,
નવમે ભવે શિવગેહ રે. **સ૦ ૮**

પાંચ ગુણિમાં ગુણ રહ્યા રે, ગુણી સેવે ગુણ હોય રે;
ધ્યેય ને ધ્યાતા ધ્યાનથી જાણો,
ભેદ રહ્યો નવિ કોય રે. **સ૦ ૯**

ઈમ નવપદ જે ધ્યાવે પ્રાણી, તે **શુભવિજય** વરંત રે;
**વીર** કહે સુણ **શ્રેણિક** તે નર,
સિદ્ધિવધૂ–વર–કંત રે. **સ૦ ૧૦**

## ૫૪. શ્રી સાધારણ જિન–સ્તવન

મનમાં આવજો રે નાથ, હું થયો આજ સનાથ–મન૦
જય જિનેશ નિરંજણો, ભંજણો ભવદુ:ખરાશ;
રંજણો સવિ ભવિચિત્તનો,
મંજણો પાપનો પાશ. **મનમાં૦ ૧**
આદિ બ્રહ્મ અનુપમ તું, અબ્રહ્મ કીધાં દૂર;
ભવભ્રમ સવિ ભાંજી ગયા,
તુંહિ ચિદાનંદ સનૂર. **મનમાં૦ ૨**
વીતરાગ ભાવ ન આવહી, જિહાં લગી મુજને દેવ;
તિહાં લગે તુમ પદકમલની,
સેવના રહેજો એ ટેવ. **મનમાં૦ ૩**
યદ્યપિ તુમે અતુલબલી, યશવાદ એમ કહેવાય;
પણ કબજે આવ્યા મુજ મને,
તે સહજથી ન જવાય. **મનમાં૦ ૪**
મન મનાવ્યા વિણુ માહરૂં, કેમ બંધનથી છુટાય;
મનવાંછિત દેતાં થકાં કાંઈ,
પાલવડો ન ઝલાય. **મનમાં૦ ૫**

હઠ બાલનો હોય આકરો, તે લહો છો જિનરાજ;
ઝાઝું કહાવે શું હોવે, ગિરૂઆ ગરીબનિવાજ. **મનમાં૦ ૬**
**જ્ઞાનવિમલ** ગુણુથી લહો,
સવિ ભવિક મનના ભાવ;
તો અક્ષય સુખ લીલા દીયો,
જિમ હોવે સુજસ જમાવ. **મનમાં૦ ૭**

## ૫૫. શ્રી સાધારણ જિન-સ્તવન.

[રાગ--**ધન્યાશ્રી તથા દેવગંધાર.**]

પ્રભુ તેરો મોહન હે મુખ મટકો,
નીરખી નીરખી અતિ હરખિત્ત હોવે;
અનુભવ મેરે ઘટકો. **પ્રભુ૦ ૧**
**સહજ** સુભગતા સમતા કેરી, એહિજ ચરણુકો ચટકો;
દરિસન જ્ઞાન અક્ષય ગુણુનિધિ તુમ,
દીઓ પ્રેમે તસ કટકો. **પ્રભુ૦ ૨**
**શુદ્ધ** સુવાસન સુરભિ સમીરે, મિથ્યામત-રજ ઝટકો;
દંભ પ્રપંચ જોર જિમ ન હોય,
પટકટકે મોહ નટકો. **પ્રભુ૦ ૩**

ધર્મસંન્યાસ યોગ શિર પાગે, બંધત પય જય પટકા;
દર્શનચક્રે કર્મ નૃપતિશું, કરત સદા રણ રટકા. પ્રભુ૦ ૪

વીતરાગતા દિલમેં ઉલ્લસત, નહીં અવર ખલ ખટકા;
પૂરવસંચિત પાતક જાતક, અમથી દૂરે સટકા. પ્રભુ૦ ૫

**જ્ઞાનવિમલ** પ્રભુ-ધ્યાન પસાયે,
ભવે ભવે ભવી નવિ ભટકા;
આઈ મીલે જ્યું એકી ભાવે,
શિવસુંદરીકા લટકા. પ્રભુ૦ ૬

ચોથો વિભાગ સમાપ્ત.

# વિભાગ—પાંચમો.

## નાનાં સ્તવનો તથા પદો.

### ૧. મનો—વેદના.

[ રાગ--આશાવરી. ]

પ્રભુ મેરે અઇસી આય બની;
મનકી વ્યથા કુનપેં કહીએ, જાનો આપ ધની. પ્રભુ૦ ૧
જનમ મરણ જરા જીઉ ગઇ લહે, વિલગી વિપત્તિ ઘની;
તન મન નયન દુઃખ દેખત,
સુખ નવી એક કની. પ્રભુ૦ ૨
ચિત્ત દુભાઇ દુરજનકે બયના, જૈસે અર અગની;
સજ્જન કોઉ નહિ જાકે આગે,
બાત કહું અપની. પ્રભુ૦ ૩
ચઉ ગઇ ગમણ—ભ્રમણ—દુઃખ વારો, બિનતિ એહી સુની;
અવિચલ સંપદ જસકું દીજે,
અપને દાસ ભની. પ્રભુ૦ ૪

## ૨. પ્રભુ પ્રત્યે રાગ.

[ રાગ-આમેરી. ]

**મેરે પ્રભુસું પ્રગટયો પૂરન રાગ-ટેક૦**

જિન-ગુન-ચંદ-કિરનસું ઉમગ્યો,
સહજ સમુદ્ર અથાગ. મેરે૦ ૧

ધ્યાતા ધ્યેય ભયે દોઉ એકહુ, મિટયો ભેદકો ભાગ;
કુલ બિદારી ચલે જબ સરિતા,
તબ નહિ રહત તડાગ. મેરે૦ ૨

પૂરન મન સબ પૂરન દીસે, નહિ દુબિધાકો લાગ;
પાઉં ચલત પનહી જો પહિરે,
નહિ તસ કંટક લાગ. મેરે૦ ૩

ભયો પ્રેમ લોકોત્તર જૂઠો, લોક બંધકો તાગ;
કહો કોઉ કછુ હમતો ન રૂચે,
છૂટી એક વીતરાગ. મેરે૦ ૪

વાસત હે જિનગુન મુઝ દિલકું, જેસો સુરતરૂ બાગ;
ઓર વાસના લગેં ન તાતેં,
જસ કહે તૂં વડભાગ. મેરે૦ ૫

## ૩. કયું કર ભક્તિ કરૂં ?

[ માલકોશ. ]

કયું કર ભક્તિ કરૂં પ્રભુ તેરી—કયું૦

ક્રોધ લોભ મદ માન વિષય રસ,
છાંડત ગેલ ન મેરી. કયું૦ ૧

કર્મ નચાવે તિમહિ નાચત,
માયાવશ નટ ચેરી. કયું૦ ૨

દૃષ્ટિરાગ દ્રઢ બંધન બાંધ્યો,
નિકસન ન લહી સેરી. કયું૦ ૩

કરત પ્રશંસા સબ મિલ અપની,
પરનિંદા અધિકેરી. કયું૦ ૪

કહત માન જિન ભાવ ભગતિ બિન,
શિવગતિ હોત ન નેરી. કયું૦ ૫

## ૪. ત્વમેવ શરણં મમ.

[ રાગ--કાફી. ]

તો બિનુ ઔર ન જાચું, જિનંદરાય ! તો૦ ટેક૦

મેં મેરા મન નિશ્ચય કીનો,
એહમાં કછુ નહિ કાચું. જિનંદરાય ! તો૦ ૧

તુમ ચરન–કમલપર ભ્રમર–મન મેરો,
અનુભવરસ ભર ચાખું;
'અંતરંગ અમૃતરસ ચાખો,'
એહ વચન મન સાચું. **જિનંદરાય ! તો૦ ૨**
**જસ** પ્રભુ ધ્યાયો મહારસ પાયો, અવર રસે નહિ રાચું;
અંતરંગ ફરસ્યો દરસન તેરો,
તુજ ગુણ–રસ સંગ માચું. **જિનંદરાય ! તો૦ ૩**

## ૫. પ્રભુને શરણે.

**[ રાગ--ધન્યાશ્રી અથવા ગુર્જરી. ]**

**જિન ! તેરે ચરન સરન ગ્રહું—ટેક૦**

હૃદય કમલમેં ધ્યાન ધરત હું,
શિર તુજ આણ વહું. **જિન ! ૧**
તુજ સમ ખોલ્યો દેવ ખલકમેં, પેખ્યો નાહિ કબહું;
તેરે ગુનકી જપું જપમાલા,
અહનિશિ પાપ દહું. **જિન ! ૨**
મેરે મનકી તુમ સબ જાનો, ક્યા મુખ બહોત કહું ?
**કહે જસવિજય** કરો ત્યું સાહિબ,
જ્યું ભવ–દુઃખ ન લહું. **જિન ! ૩**

## ૬. શ્રી ઋષભદેવ જિન સ્તવન.

ઋષભજિણંદા ઋષભજિણંદા,
તું સાહિબ હું છું તુજ બંદા;
તુજશું પ્રીતિ બની મુજ સાચી,
મુજ મન તુજ ગુણશું રહ્યો રાચી. ઋ૦ ૧
દીઠા દેવ રૂચે ન અનેરા, તુજ પાખલિએ ચિત્તડું દીયે ફેરા;
સ્વામી શું કામણડલું કીધું,
ચિત્તડું અમારૂં ચોરી લીધું. ઋ૦ ૨
પ્રેમ બંધાણો તે તો જાણો, નિરવહશો તો હોશે પ્રમાણો;
વાચક **જસ** વિનવે જિનરાજ,
બાંહ્ય ગ્રહ્યાની તુજને લાજ. ઋ૦ ૩

## ૭. શ્રી ઋષભદેવ જિન–સ્તવન.

[ રાગ-ગોડ સારંગ તથા પૂર્વી. ]

પસારી કર લીજે, ઇક્ષુરસ ભગવાન !
ચઢત શિખા શ્રેયાંસ કુમરકી,
માનું નિરમલ ધ્યાન. પ૦ ૧

મેં પુરૂષોત્તમ-કરકી ગંગા, તું તો ચરન નિદાન;
ઈત ગંગા અંબર તરજનકું,
માનું ચલી અસમાન. પ૦ ૨
કીધો વિધુ-બિંબ-સુધા શું ચાહત, આપ મધુરતા માન;
કીધો દાયકકી પુણ્યપરંપર,
દાખત સરગ વિમાન. પ૦ ૩
પ્રભુ-કરેં ઇક્ષુરસ દેખી કરત હે, ઐસી ઉપમા જાન;
**જસ કહે** ચિત્ત વિત્ત પાત્ર મિલાવે,
યું ભવિકું જિન-ભાન. પ૦ ૪

## ૮. શ્રી ઋષભદેવ જિન-સ્તવન.

**[ વિમલાચલ પર દાદાની અજબ જટા. ]**

તુહારે શિર રાજત અજબ જટા;
છારયે માનું ગયન ન છારત,
સીસ સણગાર છટા. તુહારે૦ ૧
ક્યું ગંગા અમરી સસુર સેવત, યમુના ઉભય તટા;
ગિરિવર શિખરે એહ અનોપમ,
ઉન્નત મેઘ ઘટા. તુહારે૦ ૨

કૈસી બાર લગે ભવી ભવજલ, તારત અતિ વિકટા;
હરિ કહે જસ પ્રભુ ઋષભ રખો એ,
હમહિ અતિ ઉલટા. તુહારે૦ ૩

## ૯. શ્રી સંભવ જિન-સ્તવન.

[ રાગ-ગોડી. ]

સંભવ જિન નયન મિલ્યો હો-એ ટેક.

પ્રગટે પૂરવ પુણ્યકે અંકુર,
તબથેં દિન મોહી સફલ વલ્યો હો;
અંગનમેં અમીય મેહ વૂઠે,
જન્મ તાપકો વ્યાપ ગલ્યો હો. સં૦ ૧

જૈસી ભક્તિ તૈસી પ્રભુ કરુના,
શ્વેત શંખમેં દૂધ ભલ્યો હો;
દરશનથેં નવનિધિ મેં પાઇ,
દુઃખ દોહગ સવિ દૂર ટલ્યો હો. સં૦ ૨

ડરત ફિરત હે દૂરહિ દિલથેં,
મોહ મલ્લ જિણે જગત્રય છલ્યો હો;
સમકિત રતન લહું દરિસણુથેં,
અબ નવિ જાઉં કુગતિ રૂલ્યો હો. સં૦ ૩

નેહ નજર ભર નીરખતહિ મુઝ,

પ્રભુશું હિયડો હેજે હલ્યો હો;

શ્રી **નયવિજય** વિબુધ સેવકકું,

સાહિબ સુરતરૂ હોઈ ફલ્યો હો. **સં૦ ૪**

## ૧૦. શ્રી ધર્મનાથ જિન સ્તવન.

[ રાગ–બેહાગ–તાલ–દીપચંદી. ]

**જિનંદ પદ કયું બીસરો રે સુજ્ઞાની ? એ ટેક૦**

મન વચ તન કર પદકજ સેવો,

ભૃંગ પરે લપટાની. **જિનંદ૦ ૧**

ધર્મનાથ જિન ધર્મકે ધોરી,

કરમ કલંક મીટાની. **જિનંદ૦ ૨**

નગર નકોદર બિંબ બીરાજે,

કર દરસન સુખ માની. **જિનંદ૦ ૩**

**આતમ** અનુભવ રસકે દાતા,

વેગે વરૂં શિવરાની. **જિનંદ૦ ૪**

## ૧૧. શ્રી મુનિસુવ્રત જિન સ્તવન.

**આજ સફલ દિન મુજ તણો,** મુનિસુવ્રત દીઠા;
ભાંગી તે ભાવઠ ભવતણી,
દિવસ દુરિતના નીઠા. **આ૦ ૧**

આંગણે કલ્પવેલી ફલી, ઘન અમીયના વૂઠા;
આપ માગ્યા તે પાસા ઢલ્યા,
સુર સમકિતી તૂઠા. **આ૦ ૨**

નિયતિ હિત દાન સનમુખ હુએ, સ્વપુણ્યોદય સાથે;
**જસ** કહે સાહિબે મુગતિનું,
કરિઉં તિલક નિજ હાથે. **આ૦ ૩**

## ૧૨. શ્રી નમિનાથ જિન-સ્તવન.

**મુજ મન પંકજ ભમરલે,** શ્રી નમિજિન જગદીશો રે;
ધ્યાન કરૂં નિત તુમતણું,
નામ જપું નિશદીશો રે. **મુજ૦ ૧**

ચિત્તથકી કદિયે નવિ વિસરે, દેખીયે આગળ ધ્યાને રે;
અંતર તાપથી જાણીયે,
દૂર રહ્યાં અનુમાને રે. **મુજ૦ ૨**

તું ગતિ તું મતિ આશરો, તુંહિજ બાંધવ મોટો રે;
વાચક જસ કહે તુજ વિના,
અવર પ્રપંચ તે ખોટો રે. મુજ૦ ૩

## ૧૩. શ્રી નેમિનાથ જિન-સ્તવન.

સખિ હે યા ગતિ કૌન હે તોરી !
ઈત ઉત યુંહી ફિરત હે ગહેલી,
કંત ગયો ચિત્ત ચોરી. સ૦ ૧
ચિંતવત હે વિરહાનલ બુઝવત, સિંચ નયનજલ બોરી;
જાનત હે ઉંહાહે વડવાનલ,
જલણુ જલ્યો ચિહુ ઓરી. સ૦ ૨
ચલ ગિરનાર પિયા દિખલાવું, નેહે નિહાવન ધોરી;
હિલિ મિલિ મુગતિ મહેલમેં ખેલે,
જસ પ્રણમે યા જોરી. સ૦ ૩

## ૧૪. રાજુલ-નિવેદન.

[ રાગ-કાફી. ]

દેખતહિ ચિત્ત ચોર લીયો હે, દેખતહિ ચિત્ત ચોરલીયો;
સામકો નામ રૂચત મોહિ અહનિશિ,
સામ બિના કહા કાજ જીયો. દેખતહિ૦ ૧

સિદ્ધિવધૂકું લીયે મુજ છોરી, પશુઅનકે શિર દોષ દીયો;
પરકી પીર ન જાનત તાસો,
વૈર વસાયો જો નેહ કીયો. દેખતહિ૦ ૨

પ્રાન ધરત મેં પ્રાનપ્રિયા બિન, વજહિયેં મોહિ કઠિન હિયો;
જસ પ્રભુ નેમિ મિલે દુઃખ ડાર્યો,
રાજુલ શિવ સુખ અમૃત પિયો. દેખતહિ૦ ૩

## ૧૫. પ્રભુનું અદ્‌ભુત રૂપ.

[ રાગ–દેવગંધાર તીન તાલ. ]

દેખો માઇ! અજબ રૂપ જિનજીકો;
ઉનકે આગે ઓર સબહુકો,
રૂપ લાગે મોહે ફીકો. દેખો૦ ૧

લોચન કરૂના અમૃત–કચોલે, મુખ સોહે અતિ નીકો;
કવિ જસવિજય કહે યોં સાહિબ,
નેમજી ત્રિભુવન ટીકો. દેખો૦ ૨

## ૧૬. શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથનું સ્તવન.

**ભેટે ભેટે સલૂને પ્રભુ અંતરીક ભેટે—ટેક૦**

જગત વચ્છલ જગ હિતદાઈ, સલૂને પ્રભુ ભેટે;
મોહ ચોર જબ જોર ફિરાવત,
તબ સમરવો પ્રભુ નેટે. **ભેટે૦ ૧**

ઓર સખાઈ ચાર દિવસકી, સાચ સખા પ્રભુ ભેટે;
ઇતનો આપ વિવેક વિચારે, માયામેં મત લેટે. **ભેટે૦ ૨**

ભામણુડે તો ભૂખ ન ભાંજે, બિનુ ભોજન ગયે પેટે;
ભગવંત ભકિત વિના સવિ નિષ્ફલ,
**જસ** કહે ભકિત મેં ભેટે. **ભેટે૦ ૩**

## ૧૭. પ્રભુસેવા.

[ રાગ--**નટ.** ]

સુખદાઇ રે સુખદાઇ રે, દાદો પાસજી સુખદાઈ;
ઐસો સાહિબ નહિ કોઉ જગમેં,
સેવા કીજે દિલ લાઈ. **સુ૦ ૧**

સબ સુખદાયક એહિજ નાયક, એહિ સાયક સુસહાઇ;
**કિંકરકું કરે શંકર સરીસો,**
આપે અપની ઠકુરાઇ. **સુ૦ ૨**

મંગલ રંગ વધે પ્રભુ ધ્યાને, પાપવેલી જાએ કરમાઈ;
શીતલતા પ્રગટે ઘટ અંતર,
મિટે મોહકી ગરમાઇ. સુ૦ ૩
કહાં કરૂં સુરતરૂ ચિંતામણિકું, જો મેં પ્રભુસેવા પાઇ;
શ્રી **જસવિજય** કહે દર્શન દેખ્યો,
ઘર–અંગન નવનિધિ આઇ. સુ૦ ૪

## ૧૮. હૃદય પ્રાર્થના.

વામાનંદન જગદાનંદન, સેવકજન–આસા–વિસરામ;
નેક નજર કરી મોહિપર નીરખો,
તુમ હો કરૂના રસ કે ધામ. **વામા૦ ૧**
ઇતની ભૂમિ પ્રભુ તુમહિ આન્યો,
પરિ પરિ બહુત બઢાઇ મામ;
અબ દો ચાર ગુનકાન બઢાવત,
લાગત હે કહા તુમકું દામ. **વામા૦ ૨**
અહનિશિ ધ્યાન ધરૂં હું તેરો, મુખથી ન વિસારૂં તુમ નામ;
શ્રી **નયવિજય** વિબુધવર સેવક,
કહે તુમ મેરે આતમરામ. **વામા૦ ૩**

## ૧૯. શ્રી શંખેશ્વરપાર્શ્વ જિન સ્તવન.

[ રાગ—માઢ, તાલ—દીપચંદી. ]

શ્રી શંખેશ્વર પાસ જિનંદકા,
　　ચરણ કમલ ચિત્ત લાઉંગી;
　　　　સુણજો રે સજ્જન નિત્ય ધ્યાઉંગી. ૧
એહવા પણ દઢધારી હિયામેં,
　　　　અન્યદ્વાર નહિ જાઉંગી. સુણ૦ ૨
સુંદર સુરત સલૂની મૂરત,
　　　　નીરખ નયન—સુખ પાઉંગી. સુણ૦ ૩
ચંપા ચંબેલી આન મોઘરા,
　　　　અંગિયા અંગ રચાઉંગી. સુણ૦ ૪
શીલાદિક શણગાર સજી નિત્ય,
　　　　નાટક પ્રભુકું દેખાઉંગી. સુણ૦ ૫
ચિદાનંદ પ્રભુ પ્રાણજીવનકું,
　　　　મોતીયન થાલ વધાઉંગી. સુણ૦ ૬

## ૨૦. શ્રી શંખેશ્વરપાર્શ્વ જિન-સ્તવન.

[ રાગ-પંજાબી ઠેકાની ઠુમરી. ]

મોરી બૈયાં તો પકર શંખેશ સ્યામ,
કરૂણારસભરે તોરે નેન સ્યામ. મોરી બૈયાં૦
તુમ તો તાર ફણીંદ જગ સાચે,
હમકું વિસાર ન કરૂણાધામ. મોરી૦ ૧
જાદવપતિ અરતિ તુમ કાપી,
ધારિત જગ શંખેશ નામ. મોરી૦ ૨
હમ તો કાલ પંચમ વશ આયે,
તુમરો હિ શરણુ જિનેશ નામ. મોરી૦ ૩
સંયમ તપ કરને શુદ્ધ શક્તિ,
ન ધરૂં કર્મ ઝંકાર પામ. મોરી૦ ૪
આનંદ રસ પૂરણુ મુખ દેખી,
આનંદ પૂરણુ આતમરામ. મોરી૦ ૫

## ૨૧. શ્રી મહાવીર સ્વામીનું સ્તવન.

ત્રિશલાદે ગોદ ખીલાવે છે, ત્રિશલાદે ગોદ ખીલાવે છે;
વીર જિણુંદ જગત કરપાલા,
તેરાહિ દરશ સુહાવે છે. ત્રિ૦ ૧

આ મેરે વ્હાલા ત્રિભુવનલાલા,

ઠુમક ઠુમક ચલ આવે છે. ત્રિ૦ ૨

પારણે પોઢયો ત્રિભુવનનાયક,

ફિર ફિરકે કંઠ લગાવે છે. ત્રિ૦ ૩

આવો સખી મુજ નંદન દેખો,

જગત ઉદ્યોત કરાવે છે. ત્રિ૦ ૪

**આતમ** અનુભવ રસકે દાતા,

ચરન શરન તુમ ભાવે છે. ત્રિ૦ ૫

## ૨૨. શ્રી સિદ્ધગિરિનું સ્તવન.

વિમલગિરિ કયું ન ભયે હમ મોર;

સિદ્ધવડ રાયણ રૂખકી શાખા,

ઝુલત કરત ઝંકાર. **વિમલ૦ ૧**

આવત સંઘ રચાવત અંગિયા, ગાવત ગુણ ઘમઘોર;

હમબી છત્ર કલા કરી નીરખત,

કટને કર્મ કઠોર. **વિમલ૦ ૨**

મૂરત દેખ સદા મન હરખે, જૈસે ચંદ ચકોર;

**શ્રી રિષહેસર** દાસ તિહારો,

અરજ કરત કર જોર. **વિમલ૦ ૩**

## ૨૩. શ્રી સિદ્ધગિરિનું સ્તવન.

વિમલગિરિ વિમલતા સમરીયે,
કમલદલ નયન જગદીશ રે;
ત્રિભુવન દીપક દીપતો,
જિહાં જયો શ્રી યુગાદીશ રે. વિ૦ ૧

પાપના તાપ સવિ ઉપશમે, પ્રહસમે સમરતાં નામ રે;
પૂજતાં પાય શ્રી ઋષભનાં,
સંપજે વંછિત કામ રે. વિ૦ ૨

ઋદ્ધિ રાણિમ ઘણી ઘર મિલે, પયતલે કનકની કોડી રે;
નાભિ નરનાથ સુત સમરણે,
ઇમ ભણે વિનય કરજોડી રે. વિ૦ ૩

## ૨૪. શ્રી સામાન્ય જિન-સ્તવન.

### પ્રભુ દર્શનથી પરમાનંદ.

[ છંદ--સવૈયા. ]

આજ આનંદ ભયો, પ્રભુકો દર્શન લહ્યો;
રોમ રોમ સીતલ ભયો, પ્રભુ ચિત્ત આયો હે. આ૦ ૧

મનહું તે ધાર્યા તોહે, ચલકે આયે મન મોહે;
ચરણ કમલ તેરો, મનમેં ઠહરાયો હે. આ૦ ૨
અકલ અરૂપી તુંહિ, અકલ અમૂરતિ યુંહિ;
નીરખ નીરખ તેરો, સુમતિશું મિલાયો હે. આ૦ ૩
સુમતિ સ્વરૂપ તેરો, રંગ ભયો એક અનેરો;
વાઈ રંગ આત્મ પ્રદેશે, સુજસ રંગાયો હે. આ૦ ૪

## ૨૫. શ્રી સામાન્ય જિન–સ્તવન.

### પ્રભુમયતા.

જ્ઞાનાદિક ગુણ તેરો, અનંત અપાર અનેરો;
વાહી કીરત સુન મેરો, હું જસ ગાયો હે. જ્ઞાના૦ ૧
તેરો જ્ઞાન તેરો ધ્યાન, તેરો નામ મેરો પ્રાણ;
કારણ કારજ સિદ્ધો, ધ્યાતા ધ્યેય ઠહરાયો હે. જ્ઞાના૦. ૨
છૂટ ગયો ભ્રમ મેરો, દર્શન પાયો મેં તેરો;
ચરણ–કમલ તેરો, સુજસ રંગાયો હે. જ્ઞાના૦ ૩

પાંચમો વિભાગ સમાપ્ત.

# છઠ્ઠો વિભાગ.

## સ્તુતિઓ.

### ૧. શ્રી આદિનાથ જિન સ્તુતિ.

આદિ જિનવર રાયા, જાસ સોવન કાયા,
મરૂદેવી માયા, ધોરી લંછન પાયા;
જગત સ્થિતિ નિપાયા, શુદ્ધચારિત્ર પાયા,
કેવલસિરિ રાયા, મોક્ષ નગરે સિધાયા. ૧

### ૨. શ્રી આદિનાથ જિન સ્તુતિ.

નૌમ્યાદીશં કર્મોન્મુક્તમ્ ॥ ૧ ॥
સર્વજ્ઞા વો મુક્તિં રાન્તુ ॥ ૨ ॥
જૈનં સૂક્તં તક્ષ્યાત્ કર્મ ॥ ૩ ॥
ગોવક્ત્રો વઃ શ્રીભ્યો ભૂયાત્ ॥ ૪ ॥

### ૩. શ્રી શાન્તિનાથ જિન સ્તુતિ.

દદ્યાદર્હન્ શાન્તિ; શાન્તિમ્ ॥ ૧ ॥
સાર્વસ્તોમં સ્તૌમ્યસ્તાઘમ્ ॥ ૨ ॥
સિદ્ધાન્તઃ સ્તાજ્જૈનો મુક્ત્યૈ ॥ ૩ ॥
નિર્વાણી વો વિઘ્નં હન્યાત્ ॥ ૪ ॥

## ૪. શ્રી શાન્તિનાથ જિન સ્તુતિ.

શાન્તિ સુહંકર સાહિબો, સંયમ અવધારે,
સુમિત્રને ઘરે પારણું, ભવ પાર ઉતારે;
વિચરંતા અવનીતલે, તપ ઉગ્ર વિહારે,
જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે. ૧

પાસ વીર વાસુપૂજ્ય ને, નેમ મલ્લિ કુમારી,
રાજ્ય વિહુણા એ થયા, આપે વ્રતધારી;
શાન્તિનાથ પ્રમુખા સવિ, લહી રાજ્ય નિવારી,
મલ્લિ નેમ પરણ્યા નહિ, બીજા ઘરબારી. ૨

કનક કમલ પગલાં ઠવે, જગ શાન્તિ કરીજે,
રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે;
યોગાવંચક પ્રાણીયા, ફલ લેતાં રીઝે,
પુષ્કરાવર્તના મેઘમાં, મગશેલ ન ભીંજે. ૩

ક્રોડવદન શુકરારુઢો, શ્યામરૂપે ચાર,
હાથ બીજોરું કમલ છે, દક્ષિણ કર સાર;
જક્ષ ગરુડ વામ પાણીએ, નકુલાક્ષ વખાણે,
નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે. ૪

## ૫. શ્રી નેમિનાથ જિન સ્તુતિ.

સુર અસુર વંદિત પાય પંકજ,
મયણ મલ્લ અક્ષોભિતં,
ઘન સુઘન શ્યામ શરીર સુંદર,
શંખલંછન શોભિતં;
શિવાદેવી-નંદન ત્રિજગવંદન, ભવિકકમલદિનેશ્વરં,
ગિરનાર ગિરિવર શિખર વંદુ,
શ્રી નેમિનાથ જિનેશ્વરં. ૧

## ૬. શ્રી નેમિનાથ જિન સ્તુતિ.

નેમિં નાથં વન્દે બાઢમ્ ॥ ૧ ॥
સર્વે સાર્વાઃ સિદ્ધિં દદ્યુઃ ॥ ૨ ॥
જૈની વાણી સિદ્ધયૈ ભૂયાત્ ॥ ૩ ॥
કલ્યાણં મે દદ્યાદમ્બા ॥ ૪ ॥

## ૭. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની સ્તુતિ.

શંખેશ્વર પાસજી પૂજીએ, નર ભવનો લાહો લીજીએ;
મન વંછિત પૂરણ સુરતરૂ,
જય વામાસુત અલવેસરૂ. ૧

દોય રાતા જિનવર અતિ ભલા,
દોય ધોલા જિનવર ગુણનીલા;
દોય નીલા દોય શામલ કહ્યા,
સોલે જિન કંચન વર્ણ લહ્યા. ૨

આગમ તે જિનવર ભાખીયો,
ગણધર તે હૈડે રાખીયો;
તેહને રસ જેણે ચાખીયો,
તે હુવો શિવસુખ સાખીયો. ૩

ધરણેંદ્રરાય પદ્માવતી,
પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી,
**નયવિમલ**નાં વંછિત પૂરતી. ૪

## ૮. શ્રી પાર્શ્વનાથ જિન સ્તુતિ.

પાર્શ્વો નાથો જીયાન્નિત્યમ્ ॥ ૧ ॥
સાર્વઃ સંઘો દદ્યાચ્છં મે ॥ ૨ ॥
અર્હદ્વાક્યં સિદ્ધિં દદ્યાત્ ॥ ૩ ॥
ભદ્રં નિત્યં દેયાત્ પદ્મા ॥ ૪ ॥

## ૯. શ્રી મહાવીર સ્વામિની સ્તુતિ.

શાસનનાયક વીરજી એ,
પામી પરમ આધાર તો,
રાત્રિ ભોજન મત કરો એ,
જાણી પાપ અપાર તો;

ઘુવડ કાગ ને નાગના એ,
તે પામે અવતાર તો,
નિયમ નોકારશી નિત કરો એ,
સાંજે કરો ચોવિહાર તો. ૧

વાસી બોળ ને રીંગણા એ, કંદમૂળ તું ટાળ તો,
ખાતાં ખોડ ઘણી કહી એ,
તે માટે મન વાળ તો;

કાચા દૂધ દહીં છાશમાં એ,
કઠોળ જમવું વાર તો,
ઋષભાદિક જિન પૂજતાં એ,
રાગ ધરે શિવનાર તો. ૨

હોળી બળેવ ને નોરતાં એ,
પીપળે પાણી મ રેડ તો,
શીળ સાતમનાં વાસી વડાં એ,
ખાતાં મોટી ખોડ તો;
સાંભળી સમકિત દ્દઢ કરો એ,
મિથ્યા પર્વ નિવાર તો,
સામાયિક પડિક્કમણાં નિત કરો એ,
જિનવાણી જગ સાર તો. ૩

ઋતુવંતી અડકે નહિ એ,
ન કરે ઘરનાં કામ તો,
તેહના વંછિત પૂરશે એ,
દેવી સિદ્ધાયિકા નામ તો;
હિત ઉપદેશે હર્ષ ધરો એ,
કોઈ ન કરશો રીસ તો,
કીરતિ કમલા પામશો એ,
જીવ કહે તસ સીસ તો. ૪

## ૧૦. શ્રી મહાવીર સ્વામિની સ્તુતિ.

વીરં દેવં નિત્યં વન્દે ॥ ૧ ॥

જૈનાઃ પદા મુમ્માન પાન્તુ ॥ ૨ ॥
જૈનં વાકયં ભૂયાદ્ ભૂત્યૈ ॥ ૩ ॥
સિદ્ધા દેવી દદ્યાત્ સૌખ્યં ॥ ૪ ॥

## ૧૧. શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

સિદ્ધચક્ર વર સેવા કીજે,
અરિહંતાદિક ધ્યાન ધરીજે;
શ્રી શ્રીપાલ ચરિત્ર સુણીજે,
વિમલેસર પદ પદ્મ નમીજે. ૧

## ૧૨. શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

સિદ્ધચક્ર નમી પૂજી થુણિયે,
અરિહંતાદિક નવ પદ ગણિયે;
શ્રીપાલ ચરિત્ર સદા સુણિયે,
વિમલેસર વીર વિઘન હણીયે. ૧

## ૧૩. શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

સિદ્ધચક્ર આરાધો, સાધો વંછિત કાજ,
અરિહંતાદિક પદ, સેવ્યાથી શિવરાજ;
જીમ આગમમાંહી, સિદ્ધયંત્ર શિરતાજ,
વિમલેસર પૂરો, પદ્મ વાંછિત તુમે આજ. ૧

## ૧૪. શ્રી સિદ્ધચક્રજીની સ્તુતિ.

અરિહંત નમો વળી સિદ્ધ નમો,
આચારજ વાચક સાહુ નમો;
દર્શન જ્ઞાન ચારિત્ર નમો,
તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ૧

અરિહંત અનંત થયા થાશે,
વળી ભાવ નિક્ષેપે ગુણ ગાશે;
પડિક્કમણા દેવવંદન વિધિશું,
આંબિલ તપ ગણણું ગુણ વિધિશું. ૨

છહરી પાળી જે તપ કરશે,
શ્રીપાલતણી પેરે ભવ તરશે;
સિદ્ધચક્રને કુણ આવે તોલે,
એહવા જિન આગમ ગુણ બોલે. ૩

સાડાચારે વરસે એ તપ પૂરો,
એ કર્મવિદારણ તપ શૂરો;
સિદ્ધચક્રને મનમંદિર થાપો,
નય વિમલેસર વર આપો. ૪

## ૧૫. શ્રી સીમંધર જિન સ્તુતિ.

સીમંધર સ્વામી કેવલા,
સિંહાસન બેઠા નિરમલા;
સીમંધર સ્વામી તાર તાર,
મુજ આવાગમન નિવારવાર. ૧

## ૧૬. શ્રી સીમંધર જિન સ્તુતિ.

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ,
અરિહંત સકલની, ભાવધરી કરૂં સેવ;
સકલાગમપારગ, ગણધરભાષિત વાણી,
જયવંતી આણા, **જ્ઞાનવિમલ** ગુણ ખાણી. ૧

## ૧૭. શ્રી સીમંધર જિન સ્તુતિ.

મહાવિદેહક્ષેત્રે સીમંધરસ્વામી, સોનાનું સિંહાસનજી,
રૂપાનાં ત્યાં છત્ર બિરાજે, રત્નમણિના દીવા દીપેજી;
કુંકુમવર્ણી ત્યાં ગહુંલી બિરાજે, મોતીના અક્ષત સારજી,
ત્યાં બેઠા સીમંધર સ્વામી, બોલે મધુરી વાણીજી;
કેશર ચંદન ભર્યાં કચોળાં, કસ્તૂરી બરાસેજી,
પહેલી રે પૂજા અમારી હોજો, ઉગમતે પરભાતેજી. ૧

